શ્રીબપ્પભટ્ટિસૂરિવર્યવિરચિત

# ચતુર્વિંશતિકા

## ( સટીક )

તેમજ પરિશિષ્ટ તરીકે

શ્રીબપ્પભટ્ટિસૂરિકૃત શારદા-સ્તોત્ર અને શ્રીરાજશેખરસૂરિકૃત શ્રીબપ્પભટ્ટિસૂરિચરિત્ર.


સંશોધન, ભાષાન્તર તથા વિવેચન કરનાર

**પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ.,**

ન્યાયકુસુમાંજલિ, શૃંગારવૈરાગ્યતરંગિણી વિગેરેના અનુવાદક.



પ્રસિદ્ધિકર્તા

**શાહ વેણીચંદ સૂરચંદ,**

સેક્રેટરી, શ્રીમતી આગમોદય સમિતિ, મુંબાઈ.

પ્રથમ આવૃત્તિ—પ્રત ૧૨૫૦.

વિક્રમ સંવત્ ૧૯૮૨. વીર સંવત્ ૨૪૫૨. ઈ. સ. ૧૯૨૬.

મૂલ્ય રૂ. ૬-૦-૦.



# વિષયાનુક્રમણિકા.





શ્રીમદ્ વિજયસિદ્ધિસૂરીશ્વરના પટ્ટધર શ્રીવિજયમેઘસૂરિજીનો

## અભિપ્રાય.

શોભન-સ્તુતિની માફક આ સ્તુતિમાં પણ છેક ભાષાંતર અને વિવેચન સુધીનાં સ્તુતિનાં પ્રત્યેક અંગો બહુ સારી રીતે ગોઠવવામાં આવ્યાં છે. આ પુસ્તક પણ જનતાને તેવુંજ ઉપકારક થઇ પડે એ સંભવિત છે.

આવા અમૂલ્ય પ્રાચીન સાહિત્યના વિકાશ માટે આ સંસ્થાના ઉમંગી કાર્યવાહક ઝવેરી જીવણભાઇએ પ્રાચીન ભંડારોમાંથી સ્તુતિઓની મૂળ ટીકા તેમજ અવચૂરિની પ્રતો એકઠી કરી જે પ્રયત્ન ઉઠાવ્યો છે તે પ્રશંસાપાત્ર છે તેમજ સ્તુતિનો અન્વય, શબ્દ-કોષ, ગુજરાતી ભાષાંતર અને વિવેચન વિગેરે તૈયાર કરવામાં તથા તેમનાં પ્રત્યેક અંગોને સુઘટિત રીતે ગોઠવવામાં સાહિત્ય-રસિક શા. હીરાલાલ રસિકદાસનો પ્રયત્ન પણ પ્રશંસનીય છે.

શ્રીપુર
વિ. સં. ૧૯૮૨,
જ્યેષ્ઠ શુક્લ ૬.

લિ૦ મેઘવિજય.





श्रीवीरपरमात्मने नमः

# આમુખ

---

શ્રીમહાવીર પ્રભુએ પ્રરૂપેલા જૈન સિદ્ધાંતોને લોકના કલ્યાણાર્થે પ્રખર પ્રતિભાશાલી ગણધર મહારાજાઓએ આગમરૂપે ગુંથ્યા હતા અને તેને પૂર્વાચાર્યોએ બાળજીવોના બોધને માટે સંસ્કૃત ભાષામાં ટીકા, ટિપ્પણ અને અવચૂરિ આદિથી વિભૂષિત કર્યા હતા.

આવા જૈન સાહિત્યને (૧) દ્રવ્યાનુયોગ, (૨) ચરણકરણાનુયોગ, (૩) ગણિતાનુયોગ અને (૪) કથાનુયોગ એમ ચાર વિભાગમાં વિભક્ત કરવામાં આવ્યા છે, પરંતુ આ પ્રૌઢ વિષયોના મહાન્ ગ્રન્થોનો અભ્યાસ કરવાનો સમય દરેક જીવને ઓછો રહેતો હોવાથી અલ્પાંશે પણ તેનો બોધ સામાન્ય જીવને થાય તેવા હેતુથી સ્તોત્રો, સ્તવનો અને સ્તુતિઓ જૂદા જૂદા વિષયો યુક્ત મુનિવર્યોએ રચ્યાં છે.

આવા હેતુપૂર્વક શ્રીમદ્ બપ્પભટ્ટિ સૂરિરાજે આ **ચતુર્વિંશતિકા** સ્તુતિરૂપે રચી છે, જે પૂર્વમુનિવર્યકૃત અવચૂરિસહિત **જૈન શ્રેયસ્કર મંડળ, મ્હેસાણા** તરફથી પ્રસિદ્ધ થઇ હતી. પરન્તુ તેને આ રૂપે બહાર મૂકવાની પહેલી તક અમને મળી છે, તેથી અમોને આનંદ થાય છે. આ પુસ્તક તૈયાર કરવામાં જૈન શ્રેયસ્કર મંડળ—મહેસાણાના સેક્રેટરી શેઠ **વેણીચંદ સૂરચંદે** પોતાના તરફથી પ્રસિદ્ધ થયેલા પુસ્તકનો ઉપયોગ કરવા રજા આપી હતી તેથી તેઓનો અત્રે ઉપકાર માનીએ છિયે. વળી **જૈનાનન્દપુસ્તકાલય, સુરત**ના કાર્યવાહકો તરફથી મળેલી પ્રતિઓ બદલ તેમનો તથા અમદાવાદના **ડહેલાના ઉપાશ્રયના ભંડાર**ના કાર્યવાહકો તરફથી મળેલી પ્રતિ બદલ તેમનો પણ આભાર માનીએ છિયે. સંશોધનાદિ કાર્યમાં મદદ કરવા માટે આગમોદ્ધારક શ્રીમદ્ **આનંદસાગરસૂરિ**ના તથા પંન્યાસ **શ્રીક્ષાન્તિવિજય**ના તથા મુનિરાજ **શ્રીમાણિક્યસાગર**ના અમો અત્યન્ત ઋણી છિયે.

અમે સોળ વિદ્યા—દેવીઓ તેમજ ચોવીસ શાસન—દેવીઓ તથા **બ્રહ્મશાન્તિ** યક્ષ વિગેરેની પ્રતિકૃતિઓ ભગવાન્ શ્રીપાદલિપ્તસૂરીશ્વરપ્રણીત શ્રી**નિર્વાણ—કલિકા**ના આધારે આલેખાવવા પ્રયત્ન સેવ્યો છે. એમાંથી જેટલી પ્રતિકૃતિઓ આ ગ્રન્થમાં આપવાનું બની શક્યું છે તેટલાનું એક સૂચી—પત્ર ૧૧મા પૃષ્ઠ ઉપર આપ્યું છે.

જે પ્રતિકૃતિઓ અત્ર આપવામાં આવી છે તે જૈનશાસનાનુરાગી દેવ—દેવીઓની હોવાથી જૈનો તેઓ પ્રત્યે બહુમાન ધરાવે એ સ્વાભાવિક છે અને જૈનો આવી પ્રતિકૃતિની આશાતના

ન થવા દે એ પણ સ્વાભાવિકજ છે. પરંતુ અન્યમતાવલંબીઓને પણ અમારી એ વિજ્ઞપ્તિ છે કે તેઓ પણ આ પ્રતિકૃતિઓ તરફ યોગ્ય સદ્ભાવ ધારણ કરશે, જેથી ભવિષ્યમાં આવી પ્રતિકૃતિઓ વગેરે પ્રસિદ્ધ કરતી વેલાએ અમારે સંકોચ રાખવો પડે નહિ.

આ સર્વ પ્રતિકૃતિઓને લગતો સર્વ પ્રકારનો હક્ક અમોએ આધીન રાખેલો છે તેથી વાંચક-વર્ગનું આ તરફ ફરીથી ધ્યાન ખેંચીએ છિએ.

આ અમૂલ્ય ગ્રંથનું સંશોધનાદિક કાર્ય સુરતવાસ્તવ્ય, પરમ જૈનધર્માવલંબી તેમજ સ્વર્ગસ્થ શ્રીમદ્વિજયાનન્દસૂરીશ્વર (આત્મારામજી મહારાજ) અને તેમના સ્વ૦ પ્રશિષ્ય મુનિરાજ શ્રીહર્ષવિજયને ગુરૂ તરીકે પૂજનારા અને તેઓશ્રીના પાદસેવનથી જૈનધર્મના તીવ્ર અનુરાગી બનેલા સ્વર્ગસ્થ રા. રસિકદાસ વરજદાસ કાપડિયાના જ્યેષ્ઠ પુત્ર પ્રોફેસર હીરાલાલ રસિકદાસ એમ. એ. દ્વારા કરાવવામાં આવ્યું છે. એઓએ પ્રસ્તાવના અને ઉપોદ્ઘાતમાં કર્ત્તાના જીવન વગેરેના સંબંધમાં સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે એટલે તત્સંબંધે અત્રે લખવું અમે ઉચિત ધારતા નથી.

આગમોદયસમિતિ દ્વારા અત્યાર સુધીમાં મોટે ભાગે મૂલ ગ્રંથો બહાર પડતા હતા. પરંતુ સં૦ ૧૯૭૮ ની રતલામની સભામાં ભાષાન્તર આદિ છપાવવાનો ઠરાવ થયેલો હોવાથી તદનુસાર અમે વિશેષાવશ્યક ભાષાંતરનો ૧ લો ભાગ બહાર પાડ્યો હતો, જેનો ૨ જો ભાગ પણ અમે થોડા સમયમાં બહાર પાડવાના છિયે.

વિશેષાવશ્યકનું ભાષાંતર માત્ર ભાષાંતર તરીકેજ બહાર પાડવાનું બની શક્યું હતું, જ્યારે આ ગ્રંથ જૈન તેમજ જૈનેતર બંનેને અતિ ઉપયોગી થાય તેવી રીતે તૈયાર કરાવવામાં આવ્યો છે.

સંસ્કૃતના અલ્પ અભ્યાસીઓને સુગમતા થઇ પડે તેટલા માટે અન્વય, શબ્દાર્થ અને સમાસ-વિગ્રહ તેમજ જિનસિદ્ધાંતિથી અપરિચિત વર્ગને તે સમજવામાં સરલતા થાય તેટલા માટે સ્પષ્ટીકરણ બનતી કાળજી પૂર્વક તૈયાર કરાવ્યાં છે.

અમારા પ્રયાસની સફળતા પાઠક-વર્ગની પસંદગી ઉપર તેમજ આ ગ્રન્થના લેવાતા લાભ ઉપર રહેલી હોવાથી આ સંબંધે વિશેષ નિવેદન કરવાનું બાકી રહેતું નથી. પરંતુ જો આ પદ્ધતિ વિશેષ ઉપયોગી માલૂમ પડશે તો ભવિષ્યમાં આવી પદ્ધતિથીજ ગ્રંથો બહાર પાડવા અમારી પ્રબળ ઇચ્છા છે.

આવા ગ્રન્થો સંબંધે કાંઇ ન્યૂનતા આદિ માલૂમ પડે, તેમજ બીજી કાંઇ વિશેષ માહિતી દાખલ કરવાની રહી ગયેલી માલૂમ પડે તેમજ અન્ય પણ કાંઇ સૂચના કરવાની યોગ્ય લાગે તે જો પાઠકવર્ગ તરફથી અમને જણાવવામાં આવશે તો ભવિષ્યના ગ્રંથોમાં તેવો સુધારો કરવા અવશ્ય બનતું કરીશું. વિશેષમાં આ ચતુર્વિંશતિકાની સહદેવકૃત ટીકાની પ્રતિ જેમની પાસે હોય અગર ક્યાં છે તેની માહિતી હોય તે અમને જણાવવામાં આવેથી તે પણ પ્રસિદ્ધ કરવા પ્રયત્ન સેવવામાં આવશે.

સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં રચાયેલા આગમાદિ ગ્રન્થોને સુપરરૉયલ સાઇઝમાં ૧૨ પૈજી પોથી આકારે બહાર પાડવામાં આવે છે, જ્યારે **વિચારસાર–પ્રકરણ**ને ડેમી ૮ પૈજી પુસ્તક આકારે અને **વિશેષાવશ્યક** ભાષાંતરને સુપરરૉયલ સાઇઝમાં ૮ પૈજી પુસ્તકાકારે અને અંગ્રેજી ગ્રંથો ક્રાઉન્ ૧૬ પૈજી પુસ્તકાકારે બહાર પાડવામાં આવ્યા છે. આ ગ્રંથને ક્રાઉન ૮ પૈજી સાઇઝમાં પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે અને એને માટે ૪૮ રતલી ક્રોક્ષલી લાયન લેજર (Croxley Lion Ledger) જાતના કાગળો વાપરવામાં આવ્યા છે.

જે **આગમોદય સમિતિ** દ્વારા અપૂર્વ ગ્રન્થો બહાર પડ્યા છે તેનો સામાન્ય ઇતિહાસ આપવો એ અસ્થાને લેખાશે નહિ.

**સ્થાપના—**

આ સંસ્થાની સ્થાપના અમદાવાદ જીલ્લાના વિરમગામ તાલુકાના **ભોયણી** ગામમાં સંવત્ ૧૯૭૧ના મહા શુદ ૧૦ (ઇ. સ. ૧૯૧૫ ની જાન્યુઆરીની ૨૫ મી તારીખ) ને સોમવારે કરવામાં આવી છે. આ **ભોયણી** ગામની ખ્યાતિ જૈનોના ઇતિહાસમાં ઘણી મશહુર છે, કારણકે આ ગામ ૧૯મા તીર્થંકર **શ્રીમલ્લિનાથ**ની યાત્રાનું ધામ છે. પંન્યાસ **શ્રીઆનંદસાગર** (આગમોધારક **શ્રીઆનંદસાગરસૂરીશ્વર**)ની સૂચનાથી સ્વર્ગસ્થ પંન્યાસ **શ્રીમણિવિજય**, પંન્યાસ **શ્રીમેઘવિજય** (આચાર્ય શ્રીવિજયમેઘસૂરિ) અને બીજા પ્રસિદ્ધ જૈન સાધુઓ અને ગૃહસ્થોની હાજરીમાં આની સ્થાપના કરવામાં આવી હતી.

**ઉદ્દેશ—**

(૧) ગીતાર્થ મુનિરાજ પાસેથી અન્ય મુનિવર્યો આગમોની વાચના લઇ તેનો અભ્યાસ કરી યથાર્થ સદ્બોધ મેળવે. તથા (૨) વિદ્વાન્ મુનિરાજોની દૃષ્ટિ હેઠળ શોધાવીને જોઇતી સંખ્યામાં શુદ્ધ પ્રતો છપાવી તેનો પ્રચાર કરી શકાય એ ઉદ્દેશ લક્ષ્યમાં રાખીને આ સંસ્થા સ્થાપવામાં આવી છે.

**કાર્ય–સિદ્ધિ—**

પહેલા હેતુની પૂર્તિ કરવા માટે પાટણ (ઉત્તર ગુજરાત), (ખેડા જીલ્લામાં) કપડવંજ, અમદાવાદ, સુરત, પાલીતાણા અને (માળવામાં) રતલામ આગમોની વાચનાનો પ્રબંધ યોજવામાં આવ્યો હતો આનો લાભ ઘણાં સાધુ–સાધ્વીઓએ લીધો હતો. બીજા હેતુની પૂર્ણતા માટે આ સંસ્થાએ આગમ વગેરે જૈન ધર્મનાં પુસ્તકો છપાવી બહાર પાડ્યાં છે, જેની વિગત અંતમાં (જાહેરાતમાં) રજુ કરવામાં આવી છે.

**કાર્યવાહક મંડળ—**

આ સંસ્થાના સર્વસાધારણ મંડળમાં ઘણા સભાસદો છે, તેમાં કાર્યવાહક મંડળના સભાસદો નીચે મુજબ છે.

| | |
|---|---|
| ૧. શેઠ વેણીચંદ સુરચંદ | મેસાણા |
| ૨. ,, મણીલાલ સુરજમલ જવેરી | પાલણપુર |
| ૩. ,, [1]હીરાલાલ બકોરદાસ | રાધનપુર |
| ૪. ,, ભોગીલાલ હાલાભાઈ | પાટણ |
| ૫. ,, કુંવરજી આણંદજી કાપડિયા | ભાવનગર |
| ૬. ,, ચુનીલાલ છગનલાલ શ્રૉફ | સુરત |
| ૭. ,, કમળશીભાઇ ગુલાબચંદ | રાધનપુર |
| ૮. ,, જીવણચંદ સાકરચંદ જવેરી | મુંબાઇ |

**કાર્યાલય—**

થોડા વખત સુધી આ સંસ્થાની ઑફીસ જ્યાં આગમ વાચનાનું કાર્ય થતું હતું ત્યાં રાખવામાં આવતી હતી ને જરૂર પ્રમાણે બીજે સ્થળે સગવડ માટે ફેરવવામાં આવતી હતી. હમણાં આ સંસ્થાની મુખ્ય ઑફીસ મુંબાઈ જવેરી બજાર નં. ૧૧૪/૧૧૬ના મકાનમાં રાખવામાં આવેલી છે, જ્યારે આ સંસ્થાની ગ્રન્થોના વેચાણ માટેની શાખા સુરત ગોપીપુરા શેઠ દેવચંદ લાલભાઈની ધર્મશાળામાં રાખેલી છે.

અક્ષયતૃતીયા
વિક્રમ સંવત્ ૧૯૮૨.

જીવણચંદ સાકરચંદ જવેરી.
માનદ સેક્રેટરી.



[1] શ્રીયુત હીરાલાલ બકોરદાસના થયેલા અચાનક અવસાનની નોંધ લેતાં અમોને અત્યંત દિલગીરી થાય છે. અમે એઓશ્રીના આત્માને પરમ કૃપાળુ પરમાત્મા પરમ શાન્તિ અર્પે એવું ઇચ્છીએ છિયે.

# પ્રતિકૃતિઓનું સૂચી-પત્ર

# સમર્પણ.



શાન્તમૂર્ત્તિ વયોવૃદ્ધ દક્ષિણવિહારી મુનિરાજ શ્રી ૧૦૮

## શ્રીઅમરવિજયજી,

ભરૂચ.

પ્રાચીન ગ્રન્થોના સંશોધનાદિ કાર્યમાં આપ તરફથી જે અમૂલ્ય સહાયતા
મળતી રહી છે તેના યત્કિંચિત્ સ્મરણ-ચિહ્ન તરીકે આ
ગ્રન્થ-રત્ન આપની અનુજ્ઞા વિના આપના કરકમળમાં
સમર્પી અંશતઃ કૃતાર્થ થવા અભિલાષા
રાખીએ છિયે.

જ્ઞાનપંચમી, રવિવાર,
વિ. સં. ૧૯૮૪.
મુંબઈ.
તા. ૩૦-૧૦-૨૭.

જીવણચંદ સાકરચંદ જવેરી
તથા
શ્રીઆગમોદય સમિતિના અન્ય માનદ મંત્રીઓ.

# समर्पणम् ।



सुगृहीतनामधेयाः शान्तमूर्त्तयः वयोवृद्धा दक्षिणविहारिणः श्री १०८–

## श्रीअमरविजयमुनिपुङ्गवाः!

प्राचीनग्रन्थसंशोधन-मुद्रणादिपुण्यकर्मणीह कृपापीयूषरसपेशलया

भवदीयदृशाऽनवरतं प्रापिताः स्मः साहाय्यताममूल्याम्, तदीय-

यत्किञ्चित्स्मृतिचिह्नरूपं ग्रन्थरत्नमिदं भवदीयाऽऽदेश-

मन्तरेणाऽपि समर्प्य भवत्करकिशलयेऽंशतः

कृतार्थीभावमभिलषामो वयम् ।

सौभाग्यपञ्चम्याम्
१९८४ तमे विक्रमाब्दे.
मोहमयीनगर्याम्.

साकरचन्दात्मजजीवनचन्दादयः
श्रीआगमोदयसमितिकार्यवाहकाः.



# પ્રસ્તાવના

શ્રીમાન્ બપ્પભટ્ટિસૂરિકૃત આ **ચતુર્વિંશતિકા**ના ભાષાન્તરાદિકનો પ્રારમ્ભ ઇ. સ. ૧૯૨૩ ના ઉનાળાની રજા દરમ્યાન કરવામાં આવ્યો હતો, જોકે એ કાર્ય એ રજા પૂરી થયા બાદ પણ ચાલૂ રાખવામાં આવ્યું હતું. **વિલ્સન** પાઠશાળામાં ગણિત શીખવવાને લગતું મારૂં કાર્ય કરવા ઉપરાંત જે સમય મને મળતો હતો, તેનો ઉપયોગ ઘણે ભાગે આવા કાર્ય પરત્વે કરવામાં આવતો હતો.

આ ગ્રન્થમાં **સ્તુતિ–ચતુર્વિંશતિકા**ની જેમ પદચ્છેદાત્મક અન્વય, શબ્દાર્થ, શ્લોકાર્થ અને શબ્દ–કોષ આપવામા આવ્યા છે, તેથી તે વિદ્યાર્થી–વર્ગને અભ્યાસ કરવામાં અનુકૂળ થઇ પડશે એવી આશા રાખવામાં આવે છે. વિશેષમાં આ કાવ્યની ટીકા પણ આ સાથે આપવામાં આવી છે, તેથી વિશેષ સુગમતા થવા સંભવ છે. આ ઉપરાંત જ્યાં જે વિષય સંબંધી સ્પષ્ટીકરણ કરવું ઉચિત લાગ્યું તેમ ત્યાં કરવામાં આવ્યું છે, પરંતુ કેટલાક વિષયોનું વિવેચન **સ્તુતિ–ચતુર્વિંશતિકા**માં કરેલું હોવાથી પુનરૂક્તિ થાય તેટલા માટે તે અત્ર આપવામાં આવ્યું નથી.

પ્રસંગાનુસાર શ્રીજિનપ્રભસૂરિકૃત **પાર્શ્વજિનસ્તોત્ર**, ન્યાયાચાર્ય ન્યાયવિશારદ મહોપાધ્યાય શ્રીમાન્ યશોવિજયે રચેલ **આદિજિનસ્તવન** અને ઉપાધ્યાય શ્રીવિનયવિજયે રચેલ **ઋષભજિનસ્તવન**, પૂર્વમુનિવર્યકૃત [1]**અમ્બિકા–દેવી–કલ્પ** તેમજ શ્રીમદ્બપ્પભટ્ટિસૂરિકૃત [2]**સરસ્વતીસ્તોત્ર** ભાષાંતર સહિત આપવામાં આવ્યાં છે. આ ઉપરાંત આ કવીશ્વરનું ગદ્યમાં રચાયેલું ચરિત્ર ( **શ્રીબપ્પભટ્ટિસૂરિચરિત** ) પણ આપવામાં આવ્યું છે, એ અત્ર વિશેષતા છે.

---

૧ આની સંસ્કૃત છાયા આગમોદ્ધારક જૈનાચાર્ય **સાગરાનંદસૂરિજી**એ તૈયાર કરી આપી હતી.

૨ મેં આ સ્તોત્રની પ્રત મેળવવા બહુ પ્રયાસ કર્યો હતો. એની એક પ્રત **રૉયલ એશિયાટિક સોસાયટી** ( બૉમ્બે બ્રાન્ચ )ના પુસ્તકાલયમાં છે એવી ખબર મળતાં મેં ત્યાં તપાસ કરી, પરંતુ તે પ્રત ત્યાં છે એમ ઉલ્લેખ હોવા છતાં મળી નહિ. અહીંઆ તપાસ કરી તે પૂર્વે પ્રત માટે એક વાર **જૈનાનન્દ–પુસ્તકાલય** (સુરત )ના કાર્યવાહક ઉપર શ્રીયુત **જીવણચંદ સાકરચંદ ઝવેરી** દ્વારા પત્ર લખાવી પૂછાવ્યું હતું, પરંતુ પ્રત જડતી નથી એવો ત્યાંથી પ્રત્યુત્તર મળ્યો. આથી કરીને મેં ઉપર્યુક્ત સોસાયટીમાં ફરીથી તપાસ કરાવી અને સાથે સાથે એ સંબંધમાં આગમોદ્ધારક જૈનાચાર્ય **શ્રીસાગરાનંદસૂરિ**ને પૂછાવ્યું. તેમની સૂચનાનુસાર મેં જૈનાનન્દપુસ્તકાલયના કાર્યવાહકને પત્ર લખ્યો એટલે તે પ્રત વિના વિલંબે મારા ઉપર તેમણે મોકલી આપી. આ પ્રત મળ્યા બાદ આ સ્તોત્ર વાંચતાં મને યાદ આવ્યું કે આ સ્તોત્ર તો મેં **જૈનસ્તોત્ર-સંગ્રહ**ના પ્રથમ ભાગમાં વાંચ્યું છે. ત્યાં એ સ્તોત્રનું **અનુભૂતસિદ્ધસારસ્વતસ્તવ** એવું નામ આપવામાં આવ્યું છે, પરંતુ ત્યાં તેના કર્તાના નામનો નિર્દેશ કરવામાં આવ્યો નથી એ વિચારણીય છે.

આ ચતુર્વિંશતિકા ઉપર કોઇએ અત્ર આપેલી કર્તાના નામ વિનાની ટીકા ઉપરાંત અન્ય કોઇ વૃત્તિ કે અવચૂરિ લખી છે કે નહિ એના ઉત્તર તરીકે નિવેદન કરવાનું કે આ કાવ્યને લગતી એક અવચૂરિનો પૂર્વાર્ધ મને અમદાવાદના ડહેલાના ભંડારમાંથી વર્ષા ઋતુ બેઠી તેવામાં મળી આવ્યો હતો. પરંતુ ચોમાસા દરમ્યાન ઉત્તરાર્દ્ધ નહિ મળી શકવાથી હું અહિંઆં આના કર્તાના નામનો ઉલ્લેખ કરી શકતો નથી.

આ કાવ્યને લગતી બીજી કોઇ અવચૂરિ હોય તો તે મારા જોવામાં આવી નથી. પરંતુ આ કાવ્ય ઉપર સહદેવે ૭૩૫ શ્લોક જેટલા પ્રમાણની એક વૃત્તિ રચી છે એમ જૈન-ગ્રન્થાવલી (પૃ૦ ૨૮૪) ઉપરથી જોઇ શકાય છે. મેં આ પ્રત મેળવવા ઘણે સ્થલે તપાસ કરાવી, પરંતુ તેમાં મને સફળતા મળી નથી.

આ ગ્રન્થના સંશોધનાર્થે શ્રીજૈનશ્રેયસ્કર મંડળ (મહેસાણા) તરફથી પ્રસિદ્ધ થયેલા સ્તુતિ-સંગ્રહનો તેમજ જૈનાનન્દપુસ્તકાલય તરફથી મળેલી હસ્ત-લિખિત [1]પ્રતનો, સરસ્વતી-સ્તોત્રને સારૂ જૈનાનન્દપુસ્તકાલયમાંથી મળેલી [2]પ્રતનો, અનુયોગાચાર્ય (પં૦) શ્રીક્ષાન્તિવિજયે કોઇ પ્રત ઉપરથી કરેલા [3]ઉતારાનો અને [4]જૈનસ્તોત્રસંગ્રહનો અને શ્રીબપ્પભટ્ટિસૂરિચરિતને માટે અમદાવાદના ડહેલાના ભંડારમાંથી મળેલી [5]પ્રતનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

એ પણ નિવેદન કરવું આવશ્યક સમજાય છે કે મેં આ પુસ્તકની પ્રેસ-કૉપી તૈયાર કરીને મુનિરાજ માણિક્યસાગરજી ઉપર મોકલી આપી હતી. તેઓશ્રી આ સાદ્યન્ત તપાસી ગયા હતા. આ કાર્ય માટે તેમનો તેમજ પહેલી વારનું પ્રુફ તપાસવામાં મને સહાય કરવા બદલ આનન્દસાગરસૂરિજીનો હું અત્ર ઉપકાર માનું છું. વળી બીજી વારનું પ્રુફ જોઇ આપવાની ઉદારતા પન્યાસ શ્રીક્ષાન્તિવિજયે દર્શાવી હતી, તદર્થે હું તેમનો પણ ઋણી છું. વિશેષમાં, જોકે સમસ્ત પ્રુફો હું જાતે જોતો હતો છતાં છેવટનું પ્રુફ જોઇ જવાના કાર્યમાં મારા લઘુ બન્ધુ પ્રો૦ મણીલાલ તરફથી પણ મને મદદ મળતી

---

૧ અત્ર એ ઉમેરવું આવશ્યક છે કે લગભગ આ પુસ્તક [illegible] થવા આવ્યું હતું તેવામાં આ પ્રત મને મળી હતી, તેથી શુદ્ધિપત્ર તૈયાર કરવામાં તેમજ પાઠાન્તરો આપવામાં મેં એનો ઉપયોગ કર્યો છે. આ ચાર પત્રવાળી પંચપાટી પ્રત છે અને તે સં૰ ૧૫૨૧ માં લખાયેલી છે, એમ તેની નીચે મુજબની—

"संवत् १५२१ वर्षे प्रथम वैशाख शुद १० शनौ श्रीमणहलपुरपत्तनवास्तव्यम० धनालिखितम्"

—પંક્તિ ઉપરથી જોઇ શકાય છે.

૨-૪ આ ત્રણને સારૂ અનુક્રમે क, ख અને ग સંજ્ઞા રાખી છે.

૫ આ પ્રત જોઇએ તેવી શુદ્ધ નહિ હોવાથી તેની બીજી પ્રત લીંબડીના ભંડારમાંથી મેળવવા મં પ્રયાસ કર્યો, પરંતુ હજી સુધી તે મને મળી નથી. વિશેષમાં આ પ્રતમાં કેટલેક સ્થલે અક્ષરો પણ ઉડી ગયેલા હતા એટલે જો સાગરાનંદસૂરિજીએ પ્રેસ-કૉપીનું સંશોધન કરવામાં મને સહાય ન કરી હોત તો આ કાર્ય કરવું મુશ્કેલ થઇ પડત.

હતી. આ ઉપરાંત મારે એ પણ ઉમેરવું જોઇએ કે શ્રીમાન્ વિજયમેઘસૂરિએ આ ગ્રન્થનું શુદ્ધિપત્ર તૈયાર કરવામાં મને સહાય કરી છે તે બદલ હું તેમનો પણ આભારી છું.

આ પ્રમાણે આ ગ્રન્થમાં જેમ બને તેમ અશુદ્ધિ ઓછી રહે તે સારૂ તેમજ ... અલ્પ અભ્યાસીને તેમજ પાઠ્ય-પુસ્તક તરીકે આનો ઉપયોગ કરનારને પણ ... કરી આપવા માટે મેં બનતો પ્રયાસ કર્યો છે. આ કાર્યમાં હું કેટલે અંશે ... છું તે સૂચન કરવાનું કાર્ય મારૂં નથી. એથી કરીને મારા કાર્યમાં દૃષ્ટિ-દોષ ... લઇને જે અપૂર્ણતા દૃષ્ટિ-ગોચર થાય, તેથી આ કવિરાજની કૃતિની કીંમત ઓછી ન ... એટલી પાઠક-વર્ગને અંતમાં વિજ્ઞપ્તિ કરતો હું વિરમું છું.

ભુલેશ્વર, મુંબઇ;<br>વીર સંવત્ ૨૪૫૧.<br>આષાઢ કૃષ્ણ એકાદશી.

હીરાલાલ રસિકદાસ કાપડિયા.






ચતુર્વિંશતિકાને લગતી થોડીક માહિતી પ્રસ્તાવનામાંથી મળી શકતી હોવાથી આ ઉપોદ્‌ઘાતના પ્રારમ્ભમાં પ્રથમ શેનો ઉલ્લેખ કરવો વાસ્તવિક ગણાય એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આવી પરિસ્થિતિમાં સરસ્વતીના વરદાનથી વિભૂષિત, વાદીરૂપ કુંજરને પરાસ્ત કરવામાં કેસરીના સમાન તેમજ ખાસ કરીને આમ નૃપતિને પ્રતિબોધ પમાડનારા તથા મંગલ-મૂર્તિ એવા આ કાવ્યના કર્તા શ્રીબપ્પભટ્ટિસૂરિનું જીવન-વૃત્તાન્ત રજુ કરવામાં આવે છે. આ સૂરિવરના ચરિત્ર ઉપર શ્રીચન્દ્રપ્રભસૂરિકૃત પ્રભાવક-ચરિત્રમાંનો શ્રીબપ્પભટ્ટિ-પ્રબન્ધ, આ ગ્રન્થના અન્તમાં આપેલું શ્રીબપ્પભટ્ટિસૂરિચરિત, શ્રીવિજયલક્ષ્મીસૂરિકૃત ઉપદેશ-પ્રાસાદનો પ્રથમ વિભાગ તેમજ શ્રીમુનિસુન્દરસૂરિકૃત સ્વોપજ્ઞ ટીકાથી અલંકૃત એવો ઉપદેશ-રત્નાકર ( પત્રાંક ૫૫-૬૦ ) એ ગ્રન્થો ઓછો વત્તો પ્રકાશ પાડે છે.

**શ્રીબપ્પભટ્ટિસૂરિજીનું જીવન-વૃત્તાન્ત—**

શ્રીબપ્પભટ્ટિના પિતાશ્રીનું નામ બપ્પ હતું, જ્યારે તેમની માતુશ્રીનું નામ ભટ્ટિ હતું. તેઓ જાતના ક્ષત્રિય હતા અને પંચાલ દેશમાં આવેલા [1]ડુમ્બાઉધી નગરમાં વસતા હતા. તેમનો જન્મ વિ૦ સં૦ ૮૦૦ માં થયો હતો. શ્રીબપ્પભટ્ટિસૂરિ છ વર્ષની ઉમરના થયા, ત્યારે એક એવો પ્રસંગ બન્યો કે તેઓ તેમના પિતાશ્રીના શત્રુઓને મારવા જવાને તૈયાર થયા; તે વખતે આ સૂરિજી કે જેમનું જન્મ-નામ સૂરપાલ હતું તેમને તેમના પિતાશ્રીએ વાત્સલ્યભાવને લઇને રોક્યા. મારા પિતાશ્રી પોતે પણ શત્રુનો સંહાર કરવા તૈયાર થતા નથી અને ઉલટા મને રોકે છે એમ વિચારી રીસાઇને કોઇને પણ કહ્યા કહાવ્યા વિના સૂરપાલ ત્યાંથી ચાલી નીકળ્યા અને મોઢેરક ગામમાં જૈનાલયમાં આવ્યા. ત્યાં શ્રીવીરસ્વામીને વંદવાને પધારેલા શ્રીસિદ્ધસેનસૂરિની સાથે તેમનો સમાગમ થયો. આ સૂરીશ્વરે તેમને પૂછ્યું કે તું કોણ છે અને અહિં કેમ આવ્યો છે? આના પ્રત્યુત્તરમાં તેમણે સત્ય હકીકત કહી સંભળાવી. તેમનો વૃત્તાન્ત સાંભળીને સૂરિજીને વિચાર આવ્યો કે ખરેખર મારા [2]સ્વપ્નાનુસાર આ કોઇ દિવ્ય મૂર્તિ છે અને તદનુસાર તેમણે તેને પોતાની પાસે રહેવા સૂચવ્યું. આ વાત સૂરપાલે સ્વીકારી અને તેમણે સૂરિજી પાસે અભ્યાસ કરવો પણ શરૂ

૧ પ્રભાવક-ચરિત્ર ( પૃ૦ ૧૨૯ )માં આને બદલે 'ડુવાતિધી' ગામનો ઉલ્લેખ છે, જ્યારે ઉપદેશ-રત્નાકર ( પત્રાંક ૫૫ )માં 'ડુમ્બાઉધી'નો ઉલ્લેખ છે.

૨ સૂરિજીએ રાત્રે યોગ-નિદ્રામાં એક સ્વપ્ન જોયું હતું. તેમાં તેમણે સિંહના બાળકને ચૈત્યના શિખર ઉપર ફાળ મારીને આરૂઢ થતો જોયો હતો.

કર્યો. તેઓ પ્રતિદિન એક હજાર શ્લોક કંઠે કરવા લાગ્યા. આવી તેમની તીવ્ર બુદ્ધિ જોઇને સૂરિજી બહુ પ્રસન્ન થયા.

કેટલાક સમય વીત્યા બાદ તેમની સાથે સૂરિજી વિહાર કરતા કરતા દ્રમ્બાઉધી નગરે પધાર્યા અને સૂરપાલના માતા–પિતા પાસે આ તેમના પુત્રની માંગણી કરી. આ તેમનો એકનો એક પુત્ર હોવાથી પ્રથમ તો તેમણે ના પાડી; પરંતુ સૂરિજીએ તેમને સમજાવ્યા કે આ પુત્ર દ્વારા જૈનશાસનનો ઘણો પ્રભાવ વધશે અને તેમ થતાં તમારી કીર્તિ પણ અમર થશે. આ સાંભળીને તેઓએ હા પાડી, પરંતુ એટલી સૂચના કરી કે અમારા પુત્રને દીક્ષા આપો ત્યારે તેનું નામ બપ્પ–ભટ્ટિ રાખશો. સૂરિજી વિહાર કરતાં પાછા મોઢેરક ગામમાં આવ્યા અને ત્યાં તેમણે સૂરપાલને વિ૦ સં૦ ૮૦૭ માં વૈશાખ શુક્લ તૃતીયાને દિને દીક્ષા આપી. તેમને લોકો ભદ્રકીર્તિના નામથી ઓળખવા લાગ્યા, પરંતુ તેમનું બપ્પભટ્ટિ નામ પ્રસિદ્ધિમાં આવ્યું.[2] સંઘની પ્રાર્થનાથી સૂરિજી ચતુર્માસ ત્યાં રહ્યા.

બપ્પભટ્ટિની યોગ્યતા જોઇને એક દિવસે સૂરિજીએ તેમને સરસ્વતી દેવીનો મંત્ર આપ્યો. તેમણે આનો યથાવિધિ જાપ જપ્યો, તેથી રાત્રિએ ગંગા નદીમાં નિર્વસ્ત્રા સ્નાન કરતી દેવી તેમની સમીપ આવીને ઊભી રહી. એને જોઇને તેમણે મુખ ફેરવી નાંખ્યું. એટલે સરસ્વતીએ કહ્યું કે તેં મુખ કેમ ફેરવી નાંખ્યું? તારા જાપથી આકર્ષાઇને હું તને વરદાન આપવા આવી છું, વાસ્તે તું વર માંગ. એના પ્રત્યુત્તરમાં બપ્પભટ્ટિજીએ કહ્યું કે હે માતા! તારૂં વિસદૃશ રૂપ હોવાથી તારી સામે હું કેવી રીતે જોઉં, તું વસ્ત્ર–રહિત છે તે તરફ નજર કર. સરસ્વતીએ પોતાને નિર્વસ્ત્રા જોઇને કહ્યું કે તારા મન્ત્ર–જાપથી મને આકર્ષણ થતાં હું બીજી બધી વાત ભૂલી જઇ એકદમ તારી સમીપ આવી છું; તું વરદાન માંગવામાં પણ નિઃસ્પૃહ છે એ જાણી વધારે તુષ્ટ થઇ છું. વાસ્તે તારી ઇચ્છા થાય ત્યારે તું મને બોલાવજે, હું આવીશ એમ કહી તે ચાલી ગઇ.

'ગૌડવધ' નામના પ્રાકૃત કાવ્યના કર્તા કવિ વાક્-પતિના સમકાલીન શ્રીબપ્પભટ્ટિસૂરિજીના જીવનને 'કાન્યકુબ્જ'ના અધિપતિ આમ રાજાના અને તેમના સમસામાયિક 'પાલ' વંશીય ગૌડપતિ પ્રસિદ્ધ ધર્મ રાજાના જીવન સાથે વિશેષ સંબંધ હોવાથી હવે તે દિશામાં પ્રયાણ કરવામાં આવે છે.

એક વખત મુનિરાજ શ્રીબપ્પભટ્ટિ ગામ બહાર ગયા હતા તેવામાં વરસાદ પડ્યો એટલે તેઓ દેવકુલ (દહેરા)માં ગયા; થોડીક વારમાં ગોપગિરિના પૃથ્વીપતિ યશોવર્માનો

૧ ઉપદેશ–રત્નાકરમાં પણ આ પ્રમાણે ઉલ્લેખ છે.

૨ સરખાવો—

> "ख्याल्यात्रिकैकादशकाद्, भद्रकीर्तिरिति श्रुतम् ।
> तत्पित्रोः प्रतिपन्नेन, पूर्वाख्या तु प्रसिद्धभूः ॥"
>
> —બપ્પભટ્ટિ-પ્રબંધ, શ્લો૦ ૨૯—૩૦.

પુત્ર સુયશાનો નન્દન આમ પોતાના પિતાશ્રીએ કહેલાં શીખામણનાં કડવાં વચનોથી કોપાયમાન થઇ રીસાઇને ત્યાં આવી ચડ્યો. ત્યાં તેને બપ્પભટ્ટિજીએ બોલાવ્યો અને પછી તે આ મુનિજીની પાસે પ્રશસ્તિક કાવ્યો વાંચવા લાગ્યો. આમ કુમાર કાવ્ય-રસિક હોવાથી તેને મુનિજીની સાથે મિત્રતા થઇ. ત્યાર પછી તે બંને જણા સિદ્ધસેન-સૂરિજીની પાસે ઉપાશ્રયમાં આવ્યા. એટલે આમ કુમારને સૂરિજીએ તેનો વૃત્તાંત પૂછયો. તેમાં તેને પોતાનું નામ કહેવાનો પ્રસંગ આવતાં તે ઉત્તમ પુરૂષ હોવાને લીધે તેણે મુખથી પોતાના નામનો ઉચ્ચાર ન કરતાં ખડી વડે પોતાનું નામ લખી જણાવ્યું. આથી શ્રીસિદ્ધસેન સૂરિ તેમના ઉપર પ્રસન્ન થયા અને તેને પણ શાસ્ત્રનો અભ્યાસ કરાવવા લાગ્યા અને ૭૨ કલાઓ પણ શીખવી.

આવી રીતે સમય વ્યતીત થતો હતો તેવામાં એક દિવસ એવો પ્રસંગ બન્યો કે આમ કુમાર પોતાના સ્નેહી બપ્પભટ્ટિને કહેવા લાગ્યો કે મને જ્યારે રાજ્ય મળશે ત્યારે તે હું તમને આપીશ. કેટલોક કાળ વીત્યા બાદ તેના પિતાશ્રી માંદા પડ્યા એટલે રાજ્યા-ભિષેકને માટે આમ કુમારને બોલાવી લાવવા તેણે પ્રધાનોને મોકલ્યા. પ્રધાનોએ તેને તેના પિતાની હકીકત કહી સંભળાવી એટલે તદનુસાર સૂરિજીની રજા લઇને આમ પોતાના પિતા પાસે આવી પહોંચ્યો. ત્યાં તેનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. થોડા દિવસ પછી તેના પિતાનો સ્વર્ગ-વાસ થયો તેની આમે ઉત્તર-ક્રિયા કરી. પોતાને રાજ્ય મળ્યું હોવાથી તેણે પોતાના મિત્ર બપ્પભટ્ટિને તે રાજ્ય-ગ્રહણ કરવા માટે તેડાવ્યા અને તેમના આગમન પછી તેમને સિંહાસન ઉપર આરૂઢ થવા વિજ્ઞપ્તિ કરી. આના ઉત્તર તરીકે તેમણે કહ્યું કે મને હજી સૂરિ-પદ મળ્યું નથી એટલે મારો સિંહાસન ઉપર બેસવાનો અધિકાર નથી. આ વાત સાંભ-ળીને તે નૃપતિએ શ્રીસિદ્ધસેનસૂરિની પાસે મોઢેરક ગામમાં બપ્પભટ્ટિને પ્રધાનો સહિત મોકલ્યા અને તેમને સૂરિ-પદ આપી પાછા મોકલવા વિનતિ કરી. તે વિનતિનો સ્વીકાર થવાથી બપ્પભટ્ટિ સૂરિ-પદથી અલંકૃત થયા. આ બનાવ[1] વિ૦ સં૦ ૮૧૧ માં વૈશાખ માસમાં કૃષ્ણ પક્ષમાં અષ્ટમીને દિને બન્યો, એટલે કે ઘણી નાની ઉમરમાં બપ્પભટ્ટિ આચાર્ય થયા. આ સમયે તેમના ગુરૂએ તેમને શીખામણ આપી કે તારો ઘણો રાજસે-ત્કાર થનાર છે અને બ્રહ્મચર્ય પાળવામાં યૌવન તેમજ રાજ-પૂજા એ બે અનર્થકારી છે, વાસ્તે તારે ખૂબ સંભાળીને વર્તવું. આ સાંભળીને શ્રીમાન્ બપ્પભટ્ટિએ એવો નિયમ લીધો કે જીવન પર્યંત હું ભક્ત લોકના ભક્ત (આહાર) નો અને સર્વ વિકૃતિનો[2] આજથી

---

૧ પ્રબન્ધ-કોષમાં બપ્પભટ્ટિને સૂરિ-પદ વિ૦ સં૦ ૮૫૧માં અપાયાનો ઉલ્લેખ છે. જુઓ શત્રુંજય-તીર્થોદ્ધાર-પ્રબંધ (પૃ૦ ૪૨).

૨ (૧) દૂધ, (૨) દહીં, (૩) ઘી, (૪) તેલ, (૫) ગોળ, અને (૬) કડાવિગય (તાવડામાં તળાઇને ઉપર આવે તેવા પકવાન) એ ઉપર્યુક્ત છ વિકૃતિ (વિગઇ) છે. માંસ મદિરા, માખણ અને મધ એ ચાર મહાવિકૃતિઓ છે અને તેનો ત્યાગ તો શ્રાવક પણ કરેજ.

ત્યાગ કરૂં છું.[1] ત્યાર પછી ગુરૂની આજ્ઞાનુસાર વિહાર કરી તેઓ આમ રાજા પાસે આવી પહોંચ્યા. રાજાએ તેમનો ઘણો સત્કાર કર્યો અને તેમને સિંહાસન ઉપર બેસાડી પ્રાર્થના કરી કે આ મારૂં રાજ્ય આપ સ્વીકારો. ત્યારે સૂરિજીએ કહ્યું કે દેહને વિષે પણ નિઃસ્પૃહ એવા સાધુને રાજ્યથી શું? આ સાંભળીને આમ રાજા આશ્ચર્યાંકિત થયો. પછીથી તેણે સૂરિજીના ઉપદેશાનુસાર ૧૦૧ હાથ ઉંચો જૈન પ્રાસાદ કરાવ્યો અને તેમાં અઢાર ભાર સુવર્ણની મહાવીર પ્રભુની મૂર્ત્તિ પધરાવી. આની પ્રતિષ્ઠા બપ્પભટ્ટિજીને હાથે થઇ. આ મંદિરનો મૂલ મણ્ડપ ૨૩ હાથ ઉંચો બનાવવામાં આવ્યો અને તે તૈયાર કરવામાં સવા લાખ સોનૈયા (સુવર્ણ ટંક)નો ખર્ચ થયો.

[2]રાજાના હાથી ઉપર આરૂઢ થઇ છત્ર અને ચામરથી અલંકૃત બની રાજ-સભામાં આવતા એવા બપ્પભટ્ટિસૂરિજીને રાજ-સિંહાસન ઉપર બેસતા જોઇને કેટલાક બ્રાહ્મણો નારાજ થતા હતા. એક દિવસ તેમણે રાજાને વિનતિ કરી કે આ શૂદ્ર શ્વેતામ્બર આ સિંહાસનને લાયક નથી. વાસ્તે આ સિંહાસનથી નીચું એક બીજું સિંહાસન બનાવો કે જેના ઉપર એ બેસે. રાજાએ બીજે દિવસે એ પ્રમાણે કર્યું. આ જોઇને સૂરિજીએ અભિમાન કરવો યુક્ત નથી, એમ તેને નિમ્ન-લિખિત પદ્ય દ્વારા સમજણ પાડી.

"मर्दय मानमतङ्गजदर्पं, विनयशरीरविनाशनसर्पम् ।
क्षीणो दर्पाद् दशवदनोऽपि, यस्य न तुल्यो भुवने कोऽपि ॥ १ ॥"

—માત્રાસમક.

અર્થાત્ વિનયરૂપ દેહનો વિનાશ કરવામાં સર્પરૂપ એવા અભિમાનરૂપી હાથીના મદનું તું મર્દન કર. વિશ્વમાં જેની સમાન કોઈ હતો નહિ એવો દશમુખ (રાવણ) પણ અભિમાન (કરવા)થી નાશ પામી ગયો.

આ સાંભળીને તે લજ્જા પામી ગયો અને તેમની ક્ષમા યાચી.

એ વાત તો આપણે ઉપર જોઇ ગયા છીએ કે આમ રાજાને શ્રીબપ્પભટ્ટિસૂરિની સાથે ઘણો ગાઢ સ્નેહ બંધાયો હતો. આથી કરીને તેઓ બંને વચ્ચે ઘણી ઘણી જાતની વાતચિત થતી હતી. એકદા એવો પ્રસંગ બન્યો કે આમ રાજાએ પોતાની પત્નીને મ્લાન મુખવાળી જોઈ, તેથી તેણે તે વિષે સૂરિજીને નીચે મુજબની સમસ્યા પૂછી:—

---

૧. સરખાવો—

" भक्तं भक्तस्य लोकस्य, विकृतीश्चाखिला अपि ।
आजन्म नैव भोक्ष्येऽह–ममुं नियममग्रहीत् ॥"

—બપ્પભટ્ટિ-પ્રબંધ, શ્લો૦ ૧૧૩.

૨ સરખાવો શ્રીબપ્પભટ્ટિ-પ્રબંધનો નિમ્ન-લિખિત ૧૪૨મો શ્લોકઃ—

"एवमभ्यर्हितो राज्ञा, गच्छन् सच्छत्रचामरः ।
राजकुञ्जरमारूढो, मुख्यसिंहासनासनः ॥ "

"अज्जवि सा परितप्पइ, कमलमुही अत्तणो पमाएणं ।"

અર્થાત્ તે કમલમુખી અદ્યાપિ પોતાના પ્રમાદને લીધે પરિતાપ પામે છે. આ સાંભળીને સિદ્ધસારસ્વત બપ્પભટ્ટિજીએ કહ્યું કે—

"पुव्वविबुद्धेण तए, जा से पच्छाइयं अंगं ॥ १ ॥"

એટલે કે હે રાજન્! આજે તું પ્રાતઃકાલે તારી પત્નીની પહેલાં જાગ્યો તે સમયે તેનું કોઇ અંગ ઉઘાડું હતું તે તેં ઢાંક્યું, તેથી તે હજી સુધી મ્લાન મુખવાળી છે. આ સાંભળીને રાજા આશ્ચર્ય તેમજ લજ્જા પામ્યો.

વળી ફરીથી એક દિન પોતાની પત્નીને મન્દ મન્દ ચાલતી જોઇને રાજાએ સૂરિજીને કહ્યું કે—

"बाला चंकम्मंती, पए पए कीस कुणइ मुहभंगं ?।"

અર્થાત્ હે મહાશય! તે સ્ત્રી ચાલતી વખતે પગલે પગલે મુખ મરોડે છે તેનું શું કારણ છે વારૂ? સૂરિજીએ ઉત્તર આપ્યો કે—

"नूणं रमणपएसे, मेहलिया छिवइ नहपंती ॥ १ ॥"

અર્થાત્ હે નૃપ! તેના રમણ-પ્રદેશને વિષે નખ-ક્ષત થયેલું છે અને તેની સાથે તેની કટિમેખલા (કંદોરો) ઘસાય છે, તેથી તે ચાલતી વખતે મોં મરોડે છે. આ વાત સાંભળતાં રાજાને કોપ ચઢ્યો અને સૂરિજી તરફ અરૂચિ થઇ. આ વાત સૂરિજી સમજી ગયા અને તેઓ ઉપાશ્રયે ચાલ્યા ગયા. પછી બહારના દ્વાર ઉપર નીચે મુજબનો એક શ્લોક લખી સંઘની રજા લીધા વિના તેઓ અન્યત્ર વિહાર કરી ગયા.

"यामः स्वस्ति तवास्तु रोहणगिरे! मत्तः स्थितिप्रच्युता
वर्तिष्यन्त इमे कथं कथमिति स्वप्नेऽपि मैवं कृथाः ।
श्रीमंस्ते मणयो वयं यदि भवल्लब्धप्रतिष्ठास्तदा
के शृङ्गारपरायणाः क्षितिभुजो मौलौ करिष्यन्ति नः ॥ १ ॥"—शार्दूल०

અર્થાત્ (હે આમ રાજન્!) અમે જઇએ છીએ, તારૂં કલ્યાણ થાઓ. મણિઓ રોહણગિરિને કહે છે કે—હે રોહણ પર્વત! તારૂં કલ્યાણ થાઓ. મારાથી છૂટા પડેલા આ મણિઓનું શું થશે એમ તું સ્વપ્ને પણ ખ્યાલ કરીશ નહિ, કેમકે હે શ્રીમાન્! જો તારા વડે અમે પ્રતિષ્ઠા પામેલા છીએ, તો પછી અલંકારને વિષે રક્ત એવા કેટલાયે નરેશ્વરો અમને મુકુટ ઉપર ધારણ કરશે.

---

१ अद्यापि सा परितप्यते, कमलमुखी आत्मनः प्रमादेन ।
२ पूर्वं विबुद्धेन त्वया, यत् तस्याः प्रच्छादितमङ्गम् ।
३ बाला चङ्क्रम्यन्ती, पदे पदे कुतः कुरुते मुखभङ्गम् ? ।
४ नूनं रमणप्रदेशे मेखलिका स्पृशति नखपङ्क्तीः ।

આ પ્રમાણેની અન્યોક્તિ દ્વારા બપ્પભટ્ટિજીએ આમ નૃપતિને ઉદ્દેશીને કહ્યું કે પણ્ડિત–પ્રિય પૃથ્વીપતિ પણ્ડિતને આવકાર આપશે અર્થાત્ અહિંઆથી અમે અન્યત્ર જઇશું, તોપણ અન્ય નૃપતિ પણ અમારૂં સન્માન કરશે.

શ્રીબપ્પભટ્ટિ વિહાર કરતા કરતા ગૌડ દેશમાં લક્ષણાવતી નગરીમાં ધર્મ રાજા રાજ્ય કરતો હતો, ત્યાં જઇ ચડ્યા. આ રાજાની સભામાં વાક્પતિ નામે ગુણજ્ઞ કવિરાજ હતો. તેણે સૂરિજીના આગમનની વાત રાજાને કહી સંભળાવી. તેથી અતિશય નમ્રતાપૂર્વક વિનતિ કરીને ધામધૂમ કરવા પૂર્વક તે રાજા તેમને પોતાના નગરમાં લઇ ગયો. તે સમયે સૂરિજીએ કહ્યું કે—

"रुचिरचरणारक्ताः सक्ताः सदैव हि सद्गतौ
परमकवयः काम्याः सौम्या वयं धवलच्छदाः ।
गुणपरिचयोद्धर्षाः सम्यग् गुणातिशयस्पृशः
क्षितिप ! भवतोऽभ्यर्णं तूर्णं सुमानससंमिताः ॥ १ ॥"—હરિણી

અર્થાત્ મનોહર ચરિત્રમાં અત્યન્ત લીન, ( મુક્તિરૂપી ) સદ્ગતિ ( મેળવવાના વિચારમાં) સર્વદા આસક્ત, ઉત્તમ કાવ્ય રચનાર, ઇચ્છવા લાયક, સૌમ્ય, શ્વેત વસ્ત્રવાળા [ અથવા શુક્લપક્ષી ], ગુણોનો પરિચય ( કરવા )માં અતિશય આનન્દવાળા, સદ્ગુણોની તીવ્રતાનો સ્પર્શ કરનારા અને સારા મનવાળા એવા અમે હે રાજન્! તમારી પાસે જલદી આવ્યા છીએ.[1]

સૂરિજીએ અત્ર એવી પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી આમ રાજા પોતે બોલાવવા આવે નહિ, ત્યાં સુધી મારે અહિંથી વિહાર કરવો નહિ. એ કહેવું આવશ્યક છે કે આમ નૃપતિ અને ધર્મ નરેશ્વર વચ્ચે દુશ્મનાવટ હતી.

આ તરફ સૂરિજી જ્યારે સવારના આમ રાજા પાસે આવ્યા નહિ, ત્યારે આ રાજાએ સર્વત્ર તપાસ કરાવી; પરંતુ તેમનો પત્તો મળ્યો નહિ. આથી રાજાને અત્યંત ખેદ થયો. એવામાં 'यामः' ઇત્યાદિ કાવ્ય તેના જોવામાં આવ્યું. રાજાએ અક્ષર ઓળખ્યા અને સૂરિજી મને મુકીને અન્યત્ર ચાલ્યા ગયા છે એમ તે સમજ્યો.

એક દિવસ આ આમ રાજા વનમાં ક્રીડા કરવા ગયો હતો, ત્યાં તેણે એક શ્યામ સર્પને જોયો. તે સર્પનું મુખ રાજાએ પકડી લીધું અને પછી તે સર્પને અંગરખાની બાંયમાં ગોપવીને તે સભામાં આવ્યો અને તેણે પણ્ડિતોને નીચે મુજબની સમસ્યા પૂછી:—

"शस्त्रं शास्त्रं कृषिर्विद्या–ऽन्यद् वा यो येन जीवति ।"

---

૧ આ કાવ્યમાં બપ્પભટ્ટિજીએ પોતાની સ્થિતિને હંસની સાથે સરખાવી છે. એવી પરિસ્થિતિમાં 'ચરણ' શબ્દથી પગ, 'આરક્ત' શબ્દથી થોડું રાતું, 'સદ્ગતિ'થી સુન્દર ચાલ, 'કવિ' શબ્દથી બોલનાર, 'ધવલચ્છદ'થી સફેદ પાંખવાળો અને 'માનસ' શબ્દથી માનસ સરોવર એમ અર્થ કરી શકાય છે.

અર્થાત્ શસ્ત્ર, શાસ્ત્ર, ખેતી, વિદ્યા અથવા બીજું કંઇ કે જેના વડે જે જીવે છે ( એ બધાને શું કરવું ! ).

સભામાંનો કોઇ પણ પણ્ડિત આ સમસ્યાને રાજાના અભિપ્રાય પ્રમાણે પૂર્ણ કરી શક્યો નહિ, તેથી આ સમસ્યા પૂર્ણ કરનારને રાજા એક લાખ સુવર્ણ ટંક આપશે એવો તે રાજાએ પટહ વગડાવ્યો. આનો લાભ એક જુગારી લેવા તૈયાર થયો. તે ધર્મ રાજાના નગરમાં વસતા શ્રીબપ્પભટ્ટિ પાસે ગયો એટલે તે સૂરિજી કે જેના ઉપર સરસ્વતી દેવી પ્રસન્ન હતી તેમણે આ સમસ્યા નીચે મુજબ પૂર્ણ કરી આપી.

"सुगृहीतं च कर्तव्यं, कृष्णसर्पमुखं यथा ॥"

અર્થાત્ જેમ (રાજાએ) શ્યામ સર્પનું મુખ ગ્રહણ કર્યું છે તેમ તેનું દૃઢતાથી ગ્રહણ કરવું જોઇએ. વિશેષમાં સૂરિજીએ તે આમ રાજાનું 'નાગાવલોક' એવું નામ પાડ્યું.[1]

પેલા જુગારીએ ગોપગિરિ આવીને આમ રાજા સમક્ષ સમસ્યા પૂર્ણ કરી બતાવી.

એક જુગારીએ આ પ્રમાણે યથેષ્ટ રીતે પ્રતિજ્ઞા પૂર્ણ કરી તે જોઇને રાજાને ઘણો અચંબો થયો. તેણે એ જુગારીને ધમકી આપતાં કહ્યું કે આ સમસ્યા તું કેવી રીતે પૂરી શક્યો તે સાચે સાચું કહે એટલે તેણે લક્ષણાવતીમાં રહેલા બપ્પભટ્ટિજીએ સમસ્યા પૂરી આપી એ સત્ય વાત કહી દીધી.

આ સાંભળીને રાજાને વિચાર આવ્યો કે ગુરૂજી ઘણે દૂર હોવા છતાં તેમને કૃષ્ણ સર્પની ખબર પડી, તો પછી મેં તેમની તરફ જે શંકાની દૃષ્ટિએ જોયું તે ઠીક કર્યું નહિ; કેમકે એમનું બુદ્ધિ-બલ અપૂર્વ છે. આ પ્રમાણે રાજાને ઘણો પશ્ચાત્તાપ થયો.

અન્યદા રાજા પોતાના મિત્ર શ્રીબપ્પભટ્ટિના વિરહથી સંતપ્ત થયેલો વિનોદાર્થે નગરની બહાર ગયો. ત્યાં તેણે વડના વૃક્ષ નીચે એક મુસાફરનું મૃતક ( મુડદું ) તેમજ ડાળ ઉપરથી લટકતા કરપત્રમાંથી પડતાં જલનાં બિન્દુઓ તથા તેમજ વળી એક વિશિષ્ટ પત્થર ઉપર ખડીથી લખેલી નીચે મુજબની અડધી ગાથા જોયાં:—[2]

"तइया मह निग्गमणे, पियाइ थोरंसुएहिं जं रुन्नं"

આ સમસ્યા પૂરવાને સારૂ તેણે અનેક પણ્ડિતોને કહ્યું, પરંતુ તેમાંનો કોઇ પણ બરાબર રીતે તે સમસ્યા પૂરી શક્યો નહિ. આથી રાજાએ તે જુગારીને બપ્પભટ્ટિજી પાસે મોકલ્યો એટલે તેમણે નીચે મુજબ સમસ્યા પૂરી આપીઃ—

---

૧ સરખાવો શ્રીબપ્પભટ્ટિપ્રબન્ધનો નિમ્ન-લિખિત ૧૮૮મો શ્લોક.—

"नागावलोक इत्याख्यां, राज्ञे तत्र प्रभुर्ददौ ।
ततः प्रभृत्यनेनापि, नाम्ना विख्यातिमाप सः ॥"

૨ છાયા:—

तदा मम निर्गमने, प्रियया स्थूराश्रुभिर्यद् रुदितम् ।

"करपत्तयबिन्दू इय, निवडणेण तं अज्ज संभरियं"

આથી આમ રાજાએ આતુરતાપૂર્વક ગુરુજીને બોલાવવા માટે પોતાના પ્રધાનોને તેમની પાસે મોકલ્યા. સાથે સાથે એમ પણ કહેવરાવ્યું કે—

"छाया कारण शिर धर्यां, पत्तवि भूमि पडंत
पत्तह एहु पडत्तणं, वरतरु कांइ करंत."

વળી—

"न गङ्गां गाङ्गेयं सुयुवतिकपोलस्थलगतं
न वा शुक्तिं मुक्तामणिरुरसिजास्वादरसिकः ।
न कोटीरारूढः स्मरति च सवित्रीं मणिचय-
स्ततो मन्ये विश्वं स्वसुखनिरतं स्नेहविरतम् ॥ १ ॥"—શિખરિણી

અર્થાત્ સુન્દર સુન્દરીના ગણ્ડ-સ્થલ (ગાલ) ઉપર રહેલું સુવર્ણ (કુણ્ડળ) ગંગાને યાદ કરતું નથી તેમજ સ્તનના સ્વાદનું રસિક એવું મુક્તામણિ શુક્તિ (છીપ)નું સ્મરણ કરતું નથી. વળી મુકુટ ઉપર આરૂઢ થયેલો મણિઓનો સમૂહ પોતાની માતાને સંભારતો નથી. તેથી કરીને હું એમ માનું છું કે જગત્ પોતાના સુખમાં આસક્ત બન્યું છે અને સ્નેહથી વિરક્ત થયું છે.

તથા વળી—

"पांसुमलिनाङ्घ्रिजङ्घः, कार्पटिको म्लानमौलिमुखशोभः ।
यद्यपि गुणरत्ननिधि—स्तथापि पथिकः पथि वराकः ॥"—આર્યા

અર્થાત્ જેનાં ચરણો અને જંઘાઓ ધૂળ વડે મલિન બન્યાં છે એવો તેમજ જેનાં મસ્તક અને મુખની શોભા નિસ્તેજ બની છે એવો કાપડી ગુણનો રત્નાકર હોય તો પણ માર્ગમાં તે બિચારો મુસાફર છે.

પ્રધાનોએ પણ કહ્યું કે હે નાથ! આમ રાજા શુદ્ધ સ્નેહપૂર્વક આપને વિજ્ઞપ્તિ કરે છે કે આપે સત્વર પધારીને આ દેશને વસન્ત-લીલામાં મગ્ન કરવો જોઇએ. વળી આપના વાક્ય-રસના રસિક એવા અમને અન્ય કવિઓની વાણી રૂચતી નથી, કેમકે ગ્રન્થિપર્ણને ખાનારા કસ્તૂરીમૃગો ઘાસ ખાતા નથી.

આના ઉત્તરમાં સૂરિજીએ તે પ્રધાનોને કહ્યું કે આમ રાજાને મારી તરફથી આ પત્ર આપશો. તેમાં તેમણે લખ્યું હતું કે—

---

૧ છાયા—

करपत्रकबिन्दूनामिति, निपतनेन तदद्य संस्मृतम् ।

૨ આનું તાત્પર્ય એ છે કે—વૃક્ષે મુસાફરને છાયા મળે તેટલા માટે શિર પર પત્રો ધર્યાં. તે પત્રો ભૂમિ ઉપર ખરી પડે, તો તેમાં તે ઉત્તમ વૃક્ષ શું કરે?

"विञ्झेण विणावि गया, नरिंदभवणेसु हुंति गारविया ।
विंझो न होइ वंझो, गएहि महुएहिवि गएहिं ॥ १ ॥–આર્યા

माणससरह सुहाइं, जइवि न लब्भंति रायहंसेहिं ।
तहवि न तस्स तेण विणा, तीरुच्छंगा न सोहंति ॥ २ ॥–,,

परिसेसियहंसउलं–पि माणसं माणसं न संदेहो ।
अन्नत्थवि जत्थ गया, हंसावि बया न भन्नंति ॥ ३ ॥–,,

हंसा जहिं गया तहिं, गया महिमण्डणा हवंति ।
छेहउ ताह महासर–ह जे हंसेहिं मुच्चन्ति ॥ ४ ॥–,,

मलयउ सचंदणुच्चिय, नइमुहहीरंतचंदणदुमोहो ।
पब्भट्ठंपि हु मलया–उ चंदणं जाइ महग्घं ॥ ५ ॥–,,

अग्घायंति महुयरा–ऽविक्कं कमलायराण मयरंदं ।
कमलायरोवि दिट्ठो, सुओवि किं महुयरविहूणो? ॥ ६ ॥–,,

इक्केण कुच्छुहेणं, विणावि रयणायरुच्चिय समुद्दो ।
कुच्छुहरयणंपि उरे, जस्स ठियं सुच्चिय महग्घो ॥ ७ ॥–,,

खंडं विणावि अखंडमंडलोच्चेव पुण्णिमाचंदो ।
हरसिरि गयंपि सोहइ, न नेइ विमलं ससिक्खंडं ॥ ८ ॥–,,

---

१ છાયા—

विन्ध्येन विनाऽपि गजा नरेन्द्रभुवनेषु भवन्ति गौरविताः ।
विन्ध्यो न भवति वन्ध्यो गतेषु बहुकेष्वपि गजेषु ॥ १ ॥
मानससरोवरस्य सुखानि यद्यपि न लभ्यन्ते राजहंसैः ।
तथापि न तस्य तैर्विना तीरोत्सङ्गा न शोभन्ते ॥ २ ॥
परिशेषितहंसकुलमपि मानसं मानसं न सन्देहः ।
अन्यत्रापि यत्र (कुत्र) गता हंसा अपि बगा न भण्यन्ते ॥ ३ ॥
हंसा यत्र गतास्तत्र गता महीमण्डना भवन्ति ।
छेदस्तेषां महासरसां यानि हंसैर्मुच्यन्ते ॥ ४ ॥
मलयः सचन्दन एव नदीमुखह्रियमाणचन्दनद्रुमौघः ।
प्रभ्रष्टमपि च मलयात् चन्दनं याति महार्घ्यम् ॥ ५ ॥
आघ्रायन्ति मधुकरा अप्येकं कमलाकराणां मकरन्दम् ।
कमलाकरोऽपि दृष्टः श्रुतोऽपि किं मधुकरविहीन. ? ॥ ६ ॥
एकेन कौस्तुभेन विनापि रत्नाकर एव समुद्रः ।
कौस्तुभरत्नमपि उरसि यस्य स्थितं स एव महार्घः ॥ ७ ॥
खण्डं विनाऽपि अखण्डमण्डल एव पूर्णिमाचन्द्रः ।
हरशिरोगतमपि शोभते न नेति विमलं शशिखण्डम् ॥ ८ ॥

तइ मुक्काणवि तरुवर!, फिट्टइ पत्तत्तणं न पत्ताणं ।
तुह पुण छाया जइ हो-ई कहवि ता तेहि पत्तेहिं ॥ ९ ॥–,,
जड सव्वत्थ अहच्चिय, उवरिं सुमणाणि सव्वरुक्खाणं ।
चावेवि चडंति गुणा पहुपत्तिय पावए कोडिं ॥ १० ॥–,,
जे केवि पहू महिमण्डलम्मि ते उच्छुदेहसारिच्छा ।
सरसा जडाण मज्झे, विरसा पत्तेसु दीसंति ॥ ११ ॥–,,
संपइ पहुणो पहुणो, पहुत्तणं किं चिरंतणपहूणं? ।
दोसगुणा गुणदोसा, एहिं कया न हु कया तेहिं ॥ १२ ॥–,,

અર્થાત્ વિન્ધ્ય(પર્વત) વિના પણ (એટલે તેના ઉપર નહિ રહેલા હોવા છતાં પણ) હાથીઓ રાજાઓના ભુવનમાં ગૌરવયુક્ત હોય છે (એટલે તેઓનું ત્યાં પણ સન્માન થાય છે) અને અનેક હાથીઓ જતા રહે છે તો પણ વિન્ધ્ય વન્ધ્ય બની જતો નથી.—૧

જો કે રાજહંસોને માનસ સરોવરનાં સુખો મળતાં નથી, છતાં પણ તેના વિના તે સરોવરનાં તીરો શોભતાં નથી એમ નથી.—૨

હંસના સમુદાયથી રહિત બનેલું એવું માનસ (સરોવર) તે માનસ છે એમાં કંઇ સંદેહ નથી. વળી ગમે ત્યાં ગયેલા હંસો પણ બગલાઓ કહેવાતા નથી.—૩

હંસો જ્યાં ગયા હોય છે ત્યાં ગયા છતાં પૃથ્વીના ભૂષણરૂપ બને છે. પરંતુ તેમાં છેદ તો તે મહાસરોવરોનો છે કે જે હંસો વિનાનાં બને છે.—૪

જેનાં ચન્દનનાં ઝાડો નદીના મુખથી હરાઇ ગયેલાં છે તે મલય (ગિરિ) ચન્દનથી યુક્તજ છે. તેમજ વળી મલયથી ભ્રષ્ટ થયેલું ચન્દન મહામૂલ્યતાને પામે છે.—૫

ભ્રમરો પણ કમલાકરો (કમલોની ખાણ)માંના ફક્ત મકરન્દને સુંઘે છે, પરંતુ શું કમલાકર મધુકર વિનાનો જોવામાં કે સાંભળવામાં આવ્યો છે?—૬

એક કૌસ્તુભ (નામના) રત્ન વિના પણ સમુદ્ર રત્નાકરજ છે અને વળી જેની છાતી ઉપર કૌસ્તુભ રત્ન રહેલું છે તે પણ મહામૂલ્યવાન્ છે.—૭

ખણ્ડ વિના પણ પૂર્ણિમાનો ચન્દ્ર અખણ્ડિત મણ્ડળવાળો હોય છે અને મહાદેવના મસ્તક ઉપર રહેલો નિર્મળ ચન્દ્રનો ખણ્ડ પણ અત્યંત શોભે છે.—૮

---

त्वया मुक्तानामपि तरुवर! भ्रश्यति पत्रत्वं न पत्राणाम् ।
तव पुनश्छाया यदि भवति कथमपि तावत् तैः पत्रैः ॥ ९ ॥
जटा(जडाः) सर्वत्राध एव उपरि सुमनांसि सर्ववृक्षाणाम् ।
चापेऽपि चटन्ति गुणाः प्रभुप्रतीत्या प्राप्नुवन्ति कोटीम् ॥ १० ॥
ये केऽपि प्रभवो महीमण्डले ते इक्षुदेहसदृक्षाः ।
सरसा जटानां (जडानां) मध्ये विरसाः पत्रेषु (पात्रेषु) दृश्यन्ते ॥ ११ ॥
सम्प्रति प्रभवः प्रभवः प्रभुत्वं किं चिरन्तनप्रभूणाम्? ।
दोषगुणा गुणदोषा एभिः कृता नैव कृतास्तैः ॥ १२ ॥

હે ઉત્તમ વૃક્ષ! તેં સજી દીધેલાં પત્રોનું પત્રત્વ નષ્ટ થતું નથી. તે ઉપરાંત વળી જો તારી છાયા કોઇ પણ રીતે થઇ શકે, તો તે પત્રો વડે(જ) તેમ થઇ શકે તેમ છે.—૯

જટા બધે ઠેકાણે સર્વ વૃક્ષોની નીચેજ હોય છે, જ્યારે પુષ્પો તેની ઉપર હોય છે. ધનુષ્ય ઉપર દોરી ચડે છે અને તે પ્રભુની પ્રતીતિથી તેના અગ્ર ભાગને પામે છે.—૧૦

પૃથ્વી–મણ્ડળમાં જે કોઈ સ્વામીઓ શેરડીના સાંઠા (?)ના જેવા છે, તેઓ જેમ શેરડીઓ જટાઓમાં સરસ અને પત્રોમાં વિરસ દેખાય છે, તેમ જડને વિષે રાગી અને પાત્રોને વિષે નીરાગી દેખાય છે.—૧૧

હાલ સ્વામીઓ છે તે (પણ) સમર્થ છે, તો પછી ઘણા કાળના સ્વામીઓની પ્રભુતા(ની વાતજ) શી? દોષોમાં ગુણો અને ગુણોમાં દોષો જેમ એમણે સ્વીકાર્યા છે, તેમ પ્રાચીન રાજાઓએ કર્યું નથી.—૧૨

છેવટમાં સૂરિજીએ પ્રધાનો સાથે એમ પણ કહાવ્યું કે—

"अस्माभिर्यदि कार्यं च—स्तदा धर्मस्य भूपतेः ।
सभायां छन्नमागत्य, स्वयमापृच्छ्यतां द्रुतम् ॥ १ ॥
जाते प्रतिज्ञानिर्वाहे, यथाऽऽयामस्तवान्तिकम् ।
प्रधानाः प्रहिताः पूज्यै–रिति शिक्षापुरस्सरम् ॥ २ ॥"

અર્થાત્ હે રાજન્! જો તમારે અમારૂં કામ હોય, તો સત્વર ધર્મ રાજાની સભામાં ગુપ્ત રીતે આવીને અમને આમન્ત્રણ આપવું. તેમ થતાં અમારી પ્રતિજ્ઞાનો નિર્વાહ થશે એટલે અમે તમારી પાસે આવીશું. આ પ્રમાણેની શિક્ષા આપીને સૂરિજીએ પ્રધાનોને પાછા મોકલ્યા. એટલે પ્રધાનોએ જઇને સર્વ હકીકત આમ રાજાને જણાવી અને તેને પત્ર પણ આપ્યો.

આ ઉપરથી સર્વ વૃત્તાન્ત જાણીને આમ રાજા સૂરિજીને મળવાને અધીરો બની ગયો અને કેટલાક સારા મનુષ્યોને સાથે લઇને લક્ષણાવતી તરફ જવા નીકળી પડ્યો. માર્ગમાં ગોદાવરી નદીના તીરે એક ગામ આવ્યું; ત્યાં ખણ્ડ દેવકુલમાં તેણે રાત્રિએ નિવાસ કર્યો. તે રાત્રિએ ત્યાં તેની અધિષ્ઠાયિકા વ્યન્તરી આવી અને તે આ રાજાનું રૂપ જોઇ મોહિત બની ગઇ; તેથી ભરતે જેમ ગંગા દેવીનો સ્વીકાર કર્યો હતો, તેમ આ રાજાએ તેની પ્રાર્થનાનુસાર તેનો સ્વીકાર કરી તેની સાથે ક્રીડા કરી. સવાર પડતાં તેની રજા લઇને ઊંટ ઉપર બેસીને તે સૂરિજી પાસે આવી પહોંચ્યો અને "હજી પણ તે સાંભરે છે; એક રાત્રિનો શો સ્નેહ" એ અર્થવાળી નીચે મુજબની અડધી ગાથા બોલ્યો.

"अंजवि सा सुमरिज्जइ को नेहो एगराईए ।"

---

૧ છાયા—

अद्यापि सा स्मर्यते कः स्नेह एकरात्र्याः ।

આના પ્રત્યુત્તરમાં "ગોદાવરીના તીરે તેં વાસ કર્યો તેથી" એવા અર્થવાળી સૂરિજીએ નીચે મુજબની અડધી ગાથા કહીઃ—

"गोलानइतीरे सुन्नदेउलंमि जंसि वासमिओ ॥ १ ॥"

આ પ્રમાણે વાતચિત થયા બાદ સૂરિજી અને રાજા એકમેકને ભેટી પડ્યા. ત્યાર બાદ આમ રાજાએ ખડી વડે ગોમૂત્રિકા બંધમાં નીચે મુજબનો શ્લોક લખ્યોઃ—

"अति अति अन्मअलं प्रीद्यरद्यजद्य ।
मेलामेला मेलमेलं फसफसफस ॥"

આ સૂરિજી સમજી ગયા એટલે તે નૃપતિએ તેમની નીચે મુજબ સ્તુતિ કરવા માંડી.

"अद्य मे सफला प्रीति–रद्य मे सफला रतिः ।
अद्य मे सफलं जन्म, अद्य मे सफलं फलम् ॥ १ ॥"

અર્થાત્ આજે મારી પ્રીતિ તેમજ રતિ સફળ થઇ છે. મારો જન્મ પણ કૃતાર્થ થયો છે અને આજે મારૂં (આગમનનું) ફળ પણ સફળ થયું છે.

આ પ્રમાણે રાત્રિ વિનોદ–ગોષ્ઠીમાં પસાર થઇ ગઇ. પ્રભાતે રાજાની સભા ભરાઇ હતી ત્યાં સૂરિજી પણ ગયા. પછીથી આમ રાજા પણ પોતાના માણસો સાથે સ્થગીધરના વેશમાં હાથમાં બીજોરૂં લઇને દાખલ થયો. આ પ્રમાણે આમ રાજાને સભામાં દાખલ થતો જોઇને સૂરિજીએ દ્વિઅર્થી ભાષામાં ધર્મ રાજાને કહ્યું કે —"एते आमनृपनराः" અર્થાત્ આ આમ રાજાના મનુષ્યો અમને બોલાવવા આવ્યા છે. પછીથી જ્યારે આમ રાજા સમીપ આવી પહોંચ્યો એટલે ગુરૂશ્રીએ તેને કહ્યું કે—"आगच्छाम" અર્થાત્ અમે આવીએ? (આનો ગૂઢ અર્થ એ હતો કે હે આમ ! આવ.)

સ્થગીધરના વેશમાં આમ રાજા ગુરૂ સમીપ બેઠો એટલે દૂતે તેમના હસ્તમાં વિજ્ઞપ્તિ-પત્ર મુક્યો, તે ગુરૂએ ધર્મ રાજાને બતાવ્યો. પછી ધર્મ નરેશ્વરે દૂતને પૂછ્યું કે તમારા આમ રાજાનું રૂપ કેવું છે? ત્યારે તે દૂતે જવાબ આપ્યો કે તેઓ આ સ્થગીધરના જેવા છે. અથવા આજ આમ સમજો. સૂરિજીએ સ્થગીધરના સામું જોઇને તેને પ્રશ્ન પૂછ્યો કે આ તમારા હાથમાં શું છે? તેણે ઉત્તર આપ્યો કે "બીજોરા" (અર્થાત્ હું બીજો રાજા છું). ત્યાર બાદ દૂતે પોતાનાં હાથમાં રાખેલાં તુએરનાં પાંદડાં બહાર કાઢ્યાં. તે જોઇને રાજાએ સૂરિજીને પૂછ્યું કે આ શું છે? તેના પ્રત્યુત્તરમાં ગુરૂજીએ સ્થગીધર તરફ આંગળી કરીને કહ્યું કે 'તુઅરિપત્ર' (આનો ગૂઢ અર્થ એ હતો કે આ તારો શત્રુ પ્રાપ્ત થયો છે).

આ પ્રમાણેની દ્વિઅર્થી વાતચિત થઇ, પરંતુ સરળ હૃદયવાળા ધર્મ રાજાને તેની કંઇ ખબર પડી નહિ. અંતમાં આમ રાજા સભા છોડી ચાલતો થયો. તેણે સ્વદેશ જતાં

---

૧ છાયા—

गोदावरीनदीतीरे शून्यदेवकुले यदसि वासमितः ।

પહેલાં ધર્મ રાજાની વેશ્યાને પોતાના નામવાળું એક કંકણ આપ્યું અને રાત્રે તે ત્યાં રહ્યો. પ્રાતઃકાલે રાજદ્વારના દ્વારપાળને બીજું કંકણ આપી તે પોતાને દેશ જવા નીકળી પડયો.

બપોર થતાં સૂરિજીએ ધર્મ રાજાને કહ્યું કે અમારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે, વાસ્તે અમે હવે વિહાર કરી આમ રાજા પાસે જઇશું. ત્યારે ધર્મ રાજાએ કહ્યું કે આમ સ્વયં આપને આમન્ત્રણ આપવા આવ્યો નથી, તો પછી આપની પ્રતિજ્ઞા કેવી રીતે પૂર્ણ થઇ ગણાય! આના જવાબમાં ગુરૂજીએ ધર્મ રાજાને સર્વ ગુહ્ય વાક્યોનો દ્વિતીય અર્થ કહી સંભળાવ્યો. વળી એટલામાં વેશ્યાએ તેમજ દ્વારપાળે પણ આમ નરેશ્વરનાં નામવાળાં બે કંકણો રજુ કર્યાં. આથી ધર્મ રાજાને ખાતરી થઇ કે આમ સ્વયં આવ્યો હતો. પછી ધર્મ રાજાએ સૂરિજીને કહ્યું કે હું વાક્-છળથી છેતરાયો છું. ત્યાર પછી સૂરિજીએ તેની રજા લઇને વિહાર કર્યો અને આમ રાજાને તેઓ રસ્તામાં મળ્યા.

માર્ગમાં આમ રાજાએ એક પુલિન્દ (ભીલ)ને પશુની માફક તળાવમાં મોઢું ઘાલીને જળ પીતો જોયો એટલે તેણે સૂરિજીને નીચે મુજબના પૂર્વાર્દ્ધ દ્વારા તેનું કારણ પૂછ્યું—

"पसु जिम पुलिंदउ पीअइ जल पंथिउ कवणिहि कारणिण"

આ સાંભળીને સૂરિજીએ તત્ક્ષણ તેના પ્રત્યુત્તરમાં નીચે મુજબનો ઉત્તરાર્દ્ધ કહ્યો:—

"कर घेवि करंबिय कज्जलिणमुद्दहिअंसुनिवारणिण"

અર્થાત્ કાજળથી મિશ્રિત અશ્રુના નિવારણથી (એટલે કે એવાં આંસુ લૂછવાથી) બંને હાથ કાળા થયા છે.

આ વાતની ખાતરી કરવા માટે રાજાએ તે પુલિંદને પોતાની સમક્ષ બોલાવ્યો અને પોતાનું વૃત્તાન્ત રજુ કરવા કહ્યું. એટલે શરમથી નીચું મુખ રાખીને તે પુલિંદે કહ્યું કે હે નાથ! મુસાફરીમાં તમારી પુત્ર-વધૂને શાંત કરતો છતો તેનાં કાજળયુક્ત અશ્રુઓ વડે ભીંજાયેલા મારા હાથ કાળા બન્યા હતા.

આ વૃત્તાન્ત જાણીને રાજા ખુશી થયો અને સૂરિજી સાથે ગોપગિરિ પાસે આવી પહોંચ્યો. ત્યાર બાદ તેણે મહોત્સવપૂર્વક સૂરિજીનો ગામમાં પ્રવેશ કરાવ્યો.

વિનોદ-વાર્તામાં દિવસો પસાર થતા હતા તેવામાં વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયેલા અને અનશન કરવાની અભિલાષા રાખતા એવા પોતાના ગુરૂ શ્રીસિદ્ધસેનસૂરિનો પત્ર લઇને બે ગીતાર્થ સાધુ બપ્પભટ્ટિજીની પાસે આવ્યા. આ પત્રમાં એમ લખ્યું હતું કે—

મેં તને ભણાવ્યો છે તેમજ સૂરિપદ પણ આપ્યું છે, તો હે બપ્પભટ્ટિ! તું હવે એવો પ્રયત્ન કર કે જેથી કરીને હું અનશન અંગીકાર કરી સ્વર્ગે જાઉં.

પ્રભાવક-ચરિત્રમાં તો આ સંબંધમાં એવો ઉલ્લેખ છે કે—

"सारीरं सयलं वलं विगलिअं दिट्ठीवि कट्ठेण मे
दट्ठव्वेसु पयट्टई परिगयप्पायं तहा आउयम्।
पाणा पाहुणयत्तगन्तुमहुणा वट्टंत्ति वच्छा! तुमं
मं दट्ठुं जइ अत्थि ता लहु लहु इच्छा हि(ग)मिस्सं सयम्॥"—શાર્દૂલ૦

અર્થાત્ મારું સમસ્ત શારીરિક બળ ક્ષીણ થઇ ગયું છે, મારાં નેત્રો પણ જોવા લાયક પદાર્થોને વિષે કષ્ટે કરીને પ્રવર્તે છે, આયુષ્ય ગતપ્રાય બન્યું છે, પ્રાણ હમણા પ્રાઘૂર્ણિકતા (પરોણાપણા)ને પ્રાપ્ત કરવાની તૈયારીમાં છે. વાસ્તે હે વત્સ! જો તને મારા દર્શન કરવાની ઇચ્છા હોય, તો તું સત્વર આવજે.

આ પ્રમાણેનો પત્ર વાંચીને બપ્પભટ્ટિજી પોતાના ગુરૂ પાસે જવાને તૈયાર થઇ ગયા અને વિહાર કરતા કરતા મોઢેરક ગામમાં પોતાના ગુરૂ સમીપ આવી પહોંચ્યા. ગુરૂને વન્દન કરી તેઓ સ્વસ્થાનકે બેઠા એટલે ગુરૂએ પોતાનું મૃત્યુ સમીપ આવ્યું છે એમ કહ્યું અને તેથી કરીને અન્તિમ આરાધના, ચતુઃશરણનું શરણ, પાપનો પશ્ચાત્તાપ, સુકૃતની અનુમોદના, તીર્થોની વન્દના ઇત્યાદિ વિધિ વડે તેમનું શ્રેય થાય તેમ કરવા કહ્યું. આ બધું બપ્પભટ્ટિજીએ કર્યું. કાલાન્તરે તેમના ગુરૂ સુખેથી સ્વર્ગે સિધાવ્યા.

શોક શાંત થતાં ગોવિન્દસૂરિ તેમજ નન્નસૂરિને ગચ્છનો ભાર સોંપીને તેઓ પાછા આમ રાજા પાસે આવ્યા અને પૂર્વની જેમ ત્યાં તે બેની વચ્ચે વિનોદ-ગોષ્ઠી ચાલવા લાગી.

એક દિવસ સૂરિજી રાજ-સભામાં લાંબા વખત સુધી પુસ્તકમાં દૃષ્ટિ રાખીને બેઠા હતા. આ સમયે ઇન્દ્રની અપ્સરાઓને પણ લજ્જાસ્પદ કરનારી નર્તકી (નાચનારી) નાચ કરી રહી હતી. સૂરિજીની આંખે ઝાંખ વળી હતી. તે દૂર કરવાને સારૂ તેમણે આ નાચનારીની પોપટના પીંછાના જેવી નીલવર્ણી કાંચળી તરફ દૃષ્ટિ ફેંકી. આ જોઇને આમ રાજાએ મનમાં વિચાર કર્યો કે—

"सिद्धंततत्तपारं-गयाण जोगीण जोगजुत्ताणं।
जइ ताणंपि मयच्छी, मणंमि ता सच्चिय पमाणं॥"—આર્યા

---

૧ છાયા—

शारीरं सकलं वलं विगलितं दृष्टयपि कष्टेन मे
द्रष्टव्येषु प्रवर्तते परिगतप्रायं तथाऽऽयुष्यम्।
प्राणा प्राघूर्णिकत्वं गन्तुमधुना वर्तन्ते वत्स! तव
मां द्रष्टुं यद्यस्ति ततो लघु लघ्विच्छा गमिष्यसि स्वयम्॥

૨ છાયા—

सिद्धान्ततत्त्वपारगतानां योगिनां योगयुक्तानाम्।
यदि तेषामपि मृगाक्षी मनसि ततः सैव प्रमाणम्॥

અર્થાત્ જો સિદ્ધાન્તનાં તત્ત્વનો પાર પામેલા તેમજ યોગયુક્ત એવા યોગીઓના મનમાં પણ મૃગાક્ષી વસે છે, તો પછી તે મૃગાક્ષીજ પ્રમાણ છે.

તે રાત્રે આમ રાજાએ સૂરિજીની પરીક્ષા કરવા માટે આ નર્તકીને પુરૂષના વેશમાં તેમની પાસે મોકલી. તેણે આવીને સૂરિજીને કર-સ્પર્શ કર્યો. સૂરિજી સમજી ગયા કે આ તો કોઇ યુવતિ છે અને પોતાને માથે આમ રાજાની મૂર્ખતાને લીધે આ ઉપસર્ગ આવી પડ્યો છે. તરતજ તેઓ તેની સામે થવાને સજ્જ થઇ ગયા અને તેમણે તે નર્તકીને ઉદ્દેશીને કહ્યું કે હે વરાકિ! તું કોણ છે અને ક્યાંથી આવી છે? અમારા જેવા બ્રહ્મચારી પાસે તારૂં શું વળવાનું છે? શું પવન વડે મેરૂ ચલાયમાન થયો છે કે?

આ સાંભળીને તે નર્તકીએ કહ્યું કે હું આપને એવો ઉપદેશ આપવા આવી છું કે—

"राष्ट्रे सारं वसुधा, वसुधायामपि पुरं पुरे सौधः।
सौधे तल्पं तल्पे, वराङ्गनाऽनङ्गसर्वस्वम् ॥"—આર્યા

અર્થાત્ રાજ્યમાં પૃથ્વી એ સાર છે અને પૃથ્વીમાં શહેર સાર છે; એવી રીતે શહેરમાં મહેલ અને મહેલમાં શય્યા અને શય્યામાં કંદર્પના ધનરૂપ સુન્દર સુન્દરી સાર છે.

વાસ્તે આમ રાજાએ ભક્તિપૂર્વક આપની સેવા કરવા માટે મોકલેલી એવી મને આપ સ્વીકારો. સૂરિજીએ એ વાત ઉપર ધ્યાન આપ્યું નહિ એટલે તેણે હાવ-ભાવ, કટાક્ષપૂર્વક અવલોકન, ભ્રુજાક્ષેપ ઇત્યાદિ સર્વ ઉપાયો યોજી જેયાં અને સ્ત્રી-હસાદિક ભય પણ બતાવ્યો પરંતુ પત્થર પીગળે તો સૂરિજી પીગળે. આખરે આ નર્તકી થાકી અને સવાર પડતાં તે રાજા પાસે ગઇ અને ત્યાં તેણે તેને સર્વ હકીકત કહી સંભળાવી. સૂરિજીનું અપૂર્વ બ્રહ્મચર્ય જાણીને રાજા અત્યંત પ્રસન્ન થયો અને તેનું ધ્યાન ધરતો કહેવા લાગ્યો કે—

"न्युञ्छने यामि वाक्याय, दृग्भ्यां याम्यवतारणे।
बलिर्विधीयेसौहार्द-हृद्याय हृदयाय ते ॥"—અનુષ્ટુપ

અર્થાત્ હું તમારાં વાક્યો ઉપર વારી જાઉં છું, તમારી દૃષ્ટિનાં ઓવારણાં લઉં છું. સૌહાર્દથી મનોહર એવા તમારા હૃદયને હું એમ બલિ આપું.

સવારના જ્યારે બપ્પભટ્ટિજી રાજ-સભામાં આવ્યા, ત્યારે રાજા શરમનો માર્યો એક અક્ષર પણ બોલી શક્યો નહિ. ત્યારે સૂરિજીએ તેને કહ્યું કે શરમાવાની કંઇ જરૂર નથી, કેમકે મહર્ષિઓના દૂષણ અને ભૂષણની તપાસ કરવી એ રાજાઓનુ કાર્ય છે રાજાએ કહ્યું કે હે ગુરૂજી! એ વાત સંભારશો નહિ. એમ કહીને તેણે પોતાનું મસ્તક તેમના ચરણમાં નમાવ્યું.

આપ બ્રહ્મરૂપ છો. તેમના આગળ હાથ ઊંચા કરીને હું માન અને આશ્ચર્યપૂર્વક કહું છું કે—

"धन्यास्त एव धवलायतलोचनानां
तारुण्यदर्पघनपीनपयोधराणाम् ।
क्षामोदरोपरिलसत्रिवलीलतानां
दृष्ट्वाऽऽकृतिं विकृतिमेति मनो न येषाम् ॥"—વસન્તતિલકા

અર્થાત્ સુન્દર તેમજ વિશાળ લોચનવાળી, યૌવનના ગર્વથી પરિપૂર્ણ પુષ્ટ પયોધરવાળી તેમજ ક્ષામ ઉદર ઉપર વળેલી ત્રિવલીની શોભાવાળી એવી સુંદરીઓની આકૃતિ જોઇને જેમના મનમાં વિકાર ઉત્પન્ન થતો નથી, તેમને ધન્ય છે.

એક દિવસ રાજા રાજ-માર્ગે થઇને જતો હતો. તેવામાં તેણે એરંડાનાં પાંચ આંગળ જેવડાં મોટાં પત્રો વડે ઢાંકેલ સ્તનવાળી હાલિક-પ્રિયા (હળ ખેડનારાની સ્ત્રી)ને એરંડાનાં પત્ર વીણતી જોઇ. તે વાતને ઉદ્દેશીને તેણે નીચે મુજબનો ગાથાર્ધ જોડી કાઢ્યો.

"तइवि वरनिग्गयदलो, एरण्डो सोहए तरुगणाणं ।"[1]

અર્થાત્ ત્યારે પણ ઉત્તમ પત્રથી રહિત બનેલો એરંડો વૃક્ષોના સમૂહમાં શોભે છે.

પછીથી તેણે આ સમસ્યા સૂરિજીને પૂછી એટલે સિદ્ધસારસ્વત એવા તેમણે તરતજ કહ્યું કે—

"इत्थ घरे हलियवहू, इद्दहमित्तत्थणी वसइ ॥ १ ॥"[2]—આર્યા

અર્થાત્ એ ઘેર એટલા પ્રમાણના પયોધરવાળી હાલિક-વધૂ વસે છે.

આ સાંભળીને રાજાને અચંબો થયો અને તે વિચારવા લાગ્યો કે અહો સારસ્વત પ્રભાવ કેવો છે!

અન્યદા રાજાએ પ્રોષિતભર્તૃકાને (અર્થાત્ જેણો ધણી પરદેશ ગયો છે એવી કોઇ સ્ત્રીને) વાંકી ડોક રાખીને હાથમાં દીવો લઇને સાંજના વાસ-ભવન તરફ જતી જોઇ. તેણે ત્યાર બાદ આ વાત સૂરિજીને નીચે મુજબ કહી સંભળાવીઃ—

"दिट्ठा वंक गीवा अ, दीवउ(दीवकराए) पहियजायाए ।"[3]

સૂરિજીએ આ ઉત્તરાર્ધને બંધ બેસતો આવતો (અને 'પ્રિયના સ્મરણથી ટપકતાં આંસુઓની ધારાના પડવાના ભયવાળી' એ મતલબનો) નીચે મુજબનો પૂર્વાર્ધ કહ્યોઃ—

"पियंसंभरणपलुट्टंत-अंसुधारानिवायभीयाए ॥ १ ॥"[4]—આર્યા

---

૧ છાયા—
तदापि वरनिर्गतदल एरण्डः शोभत एव तरुगणेषु ।

૨ છાયા—
अत्र गृहे हालिकवधूः एतावन्मात्रस्तना वसति ।

૩ છાયા—
दृष्टा वक्रा ग्रीवा च दीपकरायाः पथिकजायायाः ।

૪ છાયા—
प्रियस्मरणप्रलुठदश्रुधारानिपातभीतायाः ।

આ પ્રમાણે રાજા અને સૂરિજીના દિવસો વ્યતીત થતા હતા. તેવામાં એક દિવસે ધર્મ રાજાએ મોકલેલો દૂત આમ રાજા પાસે આવ્યો અને તેને કહેવા લાગ્યો કે હે રાજન્! તારી વિચક્ષણતાથી ધર્મ રાજા સંતુષ્ટ થયો છે. વળી તેણે કહાવ્યું છે કે તમે અમને વાક્-છળથી છેતર્યા એટલે અમારે ઘેર આવેલા એવા તમારો અમે ઓછો વત્તો પણ સત્કાર કરી શક્યા નહિ. અત્યારે અમારા રાજ્યમાં બૌદ્ધધર્મી મહાવાદી વર્ધનકુંજર આવ્યો છે. તેની સાથે વાદ કરી શકે એવો કોઇ વાદી હોય તો તેને અમારે દેશ મોકલો. અમારે અને તમારે ઘણા કાળથી દુશ્મનાવટ છે, તો જેનો વાદી જીતે તે રાજા અન્ય રાજાના દેશનો પણ સ્વામી બને એવું આપણા બે જણ વચ્ચે પણ હો; કેમકે માનવનો વધ થાય એવા યુદ્ધનો તો કોણ સ્વીકાર કરે?

આ સાંભળીને આમ રાજાએ તેને કહ્યું કે જે તું આ કહે છે તે ધર્મરાજે પોતે કહાવ્યું છે કે તું તારા મુખથી આ પ્રમાણે લવે છે. અમારો વિજય થતાં જો ખરેખર તારો રાજા સમાંગ રાજ્ય મને આપે તેમ હોય, તો અમે વાદી લઇને આવીએ. દૂતે કહ્યું કે કારણવશાત્ યુધિષ્ઠિરે પણ દ્રોણ-પર્વમાં અસત્ય ભાષણ કર્યું હતું, પરંતુ મારા સ્વામી તો કારણવશાત્ પણ અસત્ય બોલતા નથી.

આમ રાજાએ દૂતને રજા આપી અને પોતે પોતાના તરફથી બપ્પભટ્ટિજીને વાદી તરીકે સ્વીકારી તેમની સાથે વાદને માટે અર્ધ માર્ગે ગયા. ધર્મ રાજા પણ વર્ધનકુંજરને સાથે લઇને સામો આવ્યો. ત્યાં વાદ-વિવાદનો પ્રારંભ થતાં વર્ધનકુંજરે ધર્મ રાજાને આશીર્વાદ દેતાં કહ્યું કે—

"शर्मणे सौगतो धर्मः, पश्य वाचंयमेन यः ।
आदृतः साधयन् विश्वं, क्षणक्षणविनश्वरम् ॥"—અનુષ્ટુપ્

અર્થાત્ હે રાજન્ તું જો. જગત્‌ને પ્રત્યેક ક્ષણે વિનાશશીલ સિદ્ધ કરતા એવા જે ધર્મનો મુનીન્દ્રે સ્વીકાર કર્યો છે તે બૌદ્ધ ધર્મ સુખને માટે થાઓ.

ત્યાર બાદ બપ્પભટ્ટિજીએ આમ રાજાને આશીર્વાદ દેવા પૂર્વક કહ્યું કે—

"अर्हन् शर्मोन्नतिं देयान्-नित्यानन्दपदस्थितः ।
यद्वाचा विजिता मिथ्या-वादा एकान्तमानिनः ॥"—અનુષ્ટુપ્

અર્થાત્ જેની વાણીથી એકાન્તને માનનારા મિથ્યાવાદીઓ જીતાયા છે, તે શાશ્વત આનન્દ-પદમાં રહેલા (અર્થાત્ મોક્ષે ગયેલા) એવા તીર્થંકર સુખની ઉન્નતિ કરો.

આ પ્રમાણે આશીર્વાદનું કાર્ય સમાપ્ત થતાં વાદી અને પ્રતિવાદી વચ્ચે વાદ-વિવાદ શરૂ થયો. છ મહિના સુધી એક સરખો વાદ-વિવાદ ચાલ્યો; પરંતુ એ બેમાંથી કોઇ કોઇનો પરાજય કરી શક્યો નહિ. આમ રાજા આથી કંટાળી ગયો અને તેણે સૂરિજીને કહ્યું કે

રાજ્ય-કાર્યમાં આથી વિઘ્ન થાય છે; વાસ્તે આપે **વર્ધનકુંજર**ને સત્વર જીતવો જોઇએ. સૂરિજીએ તેના પ્રત્યુત્તરમાં કહ્યું કે કાલે સવારે એને હું જીતીશ.

ત્યાર પછી તે રાત્રે સૂરિજીએ મન્ત્ર-શક્તિ વડે **સરસ્વતી** દેવીને બોલાવી. હાર, કુણ્ડલ વિગેરે આભૂષણોથી અલંકૃત તેમજ દિવ્ય કુસુમના પરિમલથી સુવાસિત એવી ભગવતી **સરસ્વતીનું** પ્રત્યક્ષ દર્શન થતાં તેમણે તત્કાલ ચૌદ શ્લોકો રચીને તે વડે તેની [1]સ્તુતિ કરી. દેવીએ તેમને કહ્યું કે—હે વત્સ! તેં મને શું કરવા યાદ કરી છે? સૂરિજીએ કહ્યું કે આજે વાદ કરતાં છ મહિના પૂરા થઇ ગયા છે, તેથી કરીને હવે તું એમ કર કે જેથી કરીને મને વિજય પ્રાપ્ત થાય. આના ઉત્તરમાં **સરસ્વતી** બોલી કે આ **વર્ધનકુંજરે** મારૂં સાત ભવ પર્યંત આરાધન કર્યું છે, તેથી આ ભવમાં મેં તેને અક્ષયવચનગુટિકા આપી છે. તેના પ્રભાવથી એ દુર્જેય છે. આ સાંભળીને સૂરિજીએ તેને કહ્યું કે શું તું જૈન શાસનની વિરોધિની છે કે મને જય અપાવતી નથી? ત્યારે તે બોલી કે હું જયનો ઉપાય બતાવું છું તે સાંભળ. કાલે સવારે વાદ-વિવાદ શરૂ કરવામાં આવે તે પૂર્વે સર્વ સભાસદોને મુખ-શૌચ કરવાનું કહેવું. તદનુસાર તે કાર્ય **વર્ધનકુંજર** કરવા જતાં તેના મુખમાંથી એ ગુટિકા મારી ઇચ્છાથી નીકળી જશે, એટલે પછી તારો વિજય થશે. પરંતુ મારી એક યાચના છે કે આ મારી સ્તુતિરૂપ ચૌદ શ્લોકોનો તારે કોઇના આગળ પણ પ્રકાશ કરવો નહિ, કેમકે જે તેનું પઠન કરે તેની સમીપ મારે હાજર થવુંજ પડે એવો આનો પ્રભાવ છે અને હું કોની કોની આગળ હાજર થાઉં? એમ કહીને તે દેવી વીજળીના ચમકારાની જેમ અંતર્ધાન થઇ ગઇ.

ત્યાર બાદ સૂરિજીએ પોતાના એક ઉત્તમ શિષ્યને [2]**વાક્પતિ** પાસે મોકલવા વિચાર કર્યો અને તેને સમજણ પાડી કે તારે એની પાસે જઇ એમ કહેવું કે હે રાજન્! તું વિદ્યા-નિધિ છે. વળી **લક્ષણાવતીપુરી**માં આપણી વચ્ચે ગાઢ પરિચય થયો હતો તે સમયે તેં કહ્યું હતું કે હે ભગવન્! તમે નિઃસ્પૃહી છો, તો હું તમારી શી ભક્તિ કરૂં? આનો અમે ઉત્તર આપ્યો હતો કે સમય આવતા અમારી ભક્તિ કરવાનો તને અવકાશ આપીશું. તો આજે તેવો સમય આવી લાગ્યો છે.

આ પ્રમાણેની શિક્ષા આપીને સૂરિજીએ પોતાના એક શિષ્યને **વાક્પતિ** પાસે મોકલ્યો. **વાક્પતિ** સાથે ઉપર મુજબની વાતચીત થઇ રહેતાં તેણે તે શિષ્યને કહ્યું કે સૂરિજીનો શો હુકમ છે? તેઓ જેમ કહે તેમ કરવા હું તૈયાર છું. ત્યારે શિષ્યે કહ્યું કે કાલે સવારે **ધર્મ**

---

૧ આ સ્તુતિરૂપ કાવ્ય તેજ આ પુસ્તકમાં પરિશિષ્ટરૂપે આપેલું **શારદાસ્તોત્ર** હોય એમ સંભવતું નથી, કેમકે તેમાં તો તેર શ્લોકો છે. વળી તેને પ્રકાશમાં ન લાવવા સારૂ તો **સરસ્વતી**એ બપ્પ-ભટ્ટિજીને પ્રાર્થના કરી હતી, એટલે તેની યાચનાનું ઉલ્લંઘન કરી સૂરિજીએ તે સ્તોત્ર કોઇને મુખેથી કહી સંભળાવ્યું હોય કે તેને લખી લીધું હોય એમ માની શકાય તેમ નથી.

૨ અત્ર એ ઉમેરવું આવશ્યક સમજાય છે કે **ધર્મ** રાજા વાદાર્થે આવ્યા ત્યારે તેઓ પોતાના સેવક 'પરમાર'વંશી **વાક્પતિરાજ**ને સાથે લાવ્યા હતા.

